# તરબીયતે ધુઆ.

માનવંતા બોધ ગુરૂ પીર સદરદીને શીવા
ઇમામી ધરમ પાળતી ખોજા કોમ માટે ખાસ રચેલી
રોજના બંદગી "ધુઆ" અને તેને પુરતી
સમજણ સાથે.

પ્રગટ કરનાર

**મુખી લાલજીભાઈ દેવરાજ.**

**ધી ખોજા સિંધી પ્રીન્ટીંગ પ્રેસ**

**૧૧૭, પાલખી મહોલા મુંબઇ નં. ૯**

આવૃતી ૬ ઠી ] [ નકલ ૨૦૦૦

સંવત ૧૯૭૯] કીમત રૂા. ૦॥ [સને ૧૯૨૩

# “અર્પણ પત્રિકા.”

જીંદગીમાં કોમને સત્ય પંથ પર દોરવનાર, અને સત્ય પંથના દુશ્મનોની દુષ્ટ ધારણાઓને તોડી પાડનાર, કોમના ખરા ખયર ખ્વાહ

મરહુમ કાસમભાઈ બોઘા માસ્તર.

આપણા શીરતાજ હાજર ઈમામના શ્રી મુખ મુબારકમાંથી, તારા પાછળ, તારા માટે નીચલા શબ્દો સાંભળું છું

“તે ઘણોજ સારો માણસ હતો; તેણે ધારમીક બાબતો માટે ખરેખરી લાગણીથી કોશેશ કરી છે”

કારણ કે, તેં તારી દુનીયાની જીંદગી દરમ્યાન; લક્ષ્મી આદિ માયા પ્રાપ્ત કરવાની ઈચ્છાઓનો ત્યાગ કરી. [illegible] મહેનત લઈ. કોમને ઈલમનો અનંત લાભ આપી એટલી બધી

ઉપકારી કરી છે કે, જેનાં બદલામાં કોમે તારી પાછળ શું કરવું તે તેને આગળ સુઝશે.

ખરેખર! વ્હાલા મિત્ર!! કોમને કેવી હાજતની જરૂર છે તે માત્ર તું જ સમજ્યો હતો; અને તે કરવા માટે તારી ધન્યવાદ ભરેલી કોશેશને યાદ કરી, મારૂં અંતઃકરણ તારી પાછળ રડે છે, અને આપણા બોધ ગુરૂ પીર શ્રી સદરદીન સાહેબનો અધમની ઉનંતી કરવાનો હેતુ, તેં ખરી રીતે ગ્રહણ કરી, કોમની ધાર્મિક ઉનંતી કરવા માટે તેં સર્વ પ્રયાસો અસાધારણ રીતે કરેલા છે.

આવાં આવાં તારાં અનેક ઝળકતાં કાર્યોની યાદમાં, આ "તરબીયતે દુઆ" નામનું લઘુ પુસ્તક તારા શાંત પામેલા "રૂહ"ને માન સહિત અર્પણ કરૂં છું. લી૦

સુખી લાલજીભાઇ દેવરાજ.

# પ્રસ્તાવના.



જેમ જેમ જમાનો જતો જાય છે, તેમ તેમ ફેરફારો થયા કરે છે. આવા ફેરફારો ન થાય તો સુધારો થઇ શકતો નથી.

અમારા પ્રિય મિત્ર હાસમભાઇ ઓધાએ અત્યંત ઝહેમતથી "તફસીરે દુઆ" અને "તઅલીમે દુઆ" એ બે અત્યંત ઉપયોગી પુસ્તકો બહાર પાડયાં છે અને જેનો બહોળો ફેલાવો થએલ છે પણ આ બંને પુસ્તકોનો હેતુ આપણી રોજીંદા બંદગી "દુઆ"ની પુરતી સમજણ આપવાનો હોઇ બંને જુદી જુદી બુક હોવાથી [અભ્યાસીને અડચણ પડતી જોઇ તે અડચણ દુર કરવાનું અમોને વ્યાજબી લાગ્યું અને તે મુજબ આ "તરબીયતે દુઆ" નામે બુક બહાર પાડી કોમ સમક્ષ રજુ કરીએ છીએ.

આપણી પાક દુઆમાં કેવી મહત્વતા રહેલી છે? "દુઆ" યાને આપણી રોજીંદા બંદગીનો હેતુ અને તે ગુજારવાની શા માટે ફરજ છે? વિગેરે ઉપયોગી બાબતો આ લઘુ પુસ્તકમાં બતાવવા અમોએ પ્રયત્ન કરેલ છે.

સ્કુલોમાં ભણતા વિદ્યાર્થીઓને આ બુક ઘણુંજ ઉપયોગી છે એટલુંજ નહિ પણ નિશા નહિ જાણનારાઓને પણ આ બુક ઘણીજ લાભ કર્તા છે કારણકે દુઆ ગાખવા ઉપરાંત તેની માયના અને તેને લગતી ઉપયોગી બાબતો સમજવાનું સાધન આમાંજ સમાયેલ છે,

મરહુમ મી૦ કાસમભાઈ ગોવા માસ્તરે આપણા હાજર ઇમામ હજરત મોલાના ધણી સલામત દાતાર સર સુલતાન મહમદ શાહ સામેના ૧૯૦૮ ના કુર્બી ગેર બાજણી દાતા પ્રસંગે મીશનરી જુમાભાઈ ઇસમાઇલ

કરાંચીવાળાને તરજુમો કરી આપવામાં પ્રસંગા-
પાત મદદ કરી કે જે તરજુમો હાઈ કોર્ટના બાહોશ
ટ્રાન્સલેટરની બારીક તપાસમાંથી સત્તાવાર રીતે
પસાર થઈ જવા પામ્યો. આવાં વિકટતા ભરેલાં
કાર્યમાં મહેનત લેનાર મરહુમ મી૦ હાસમ
ભાઈ ઓવા (ખુદા એમના રૂહને શાંતી બક્ષો)
તથા મીશનરી જુમાભાઈ હસપાણી કરાંચી
વાળા તથા અન્ય જે જે ગ્રહસ્થોએ તેમાં ભાગ
લીધા તેમ નગર તેમાં મદદ કરી તેમ તેમનો
આભાર આ પ્રસંગ માનવાને મારે ચૂકવું નેઈએ
નહિ.

પ્રગટ કર્તા



# સુચના

૧—આ બુકના પ્રકરણ ત્રીજામાં જે પ્રમાણે પાઠો ગોઠવી દુઆ લખેલ છે તે મુજબ જ તેના છુટા અર્થ અને સમજુતી, ભાવાર્થમાં સમજવું.

૨—ગુજરાતી, અરબી, ફારસી, શબ્દો કચ્છી ભાષાની રૂઢી મુજબ "બ" ને બદલે "ભ" "દ" ને બદલે "ધ" "ડ" ને બદલે "ઢ" વપરાએલ છે.

જેમકેઃ—(૧) રબનું રભ,
(૨) દરગાહનું ધરગાહ વિગેરે.

૩—પ્રકરણ ૪ થામાં છુટા અર્થો આપેલ છે તેમાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવીઃ—

(૧) જ્યાં જ્યાં કચ્છી ભાષાને લઈને થએલા અશુદ્ધ શબ્દો છે તે શુદ્ધ કરી અર્થ કરેલ છે.

(૨) ફારસી તેમજ અરબી શબ્દોમાં બે શબ્દોને જોડવા કેટલેક ઠેકાણે હ્રસ્વઇ એક માત્ર, હ્રસ્વઉ, તથા કાનો માત્ર; વપરાય છે તેમજ ચોક્કસપણું બતાવવા (અલ) "લ" વપરાય છે જેનો અર્થ ઇંગ્રેજીમાં "ધિ" જેવો થાય છે આવા શબ્દો જે જે ઠેકાણે ઉડાડી નાંખેલા જણાય ત્યાં ત્યાં તે જોડવા સારૂ વપરાયેલ છે એમ સમજવું:

જેમકે:—અરશલ અઝીમ

અરશ અને અઝીમ.



# અનુક્રમણિકા

# યા અલી મદદ.

## મદદે મવલા વ પંજેતન પાક.

## પ્રકરણ ૧ લું.

## બાલકની ખુબી.

ચંદ્ર, તારા, પૃથ્વી, ગ્રહો વિગેરેની નિયમિત હીલચાલ પરથી વિચારવંત માણસને તેના કર્તાનું ડહાપણ અને ખુબી સહેજમાં સમજાય છે. માણસ જાતથી લઇ પશુ, પક્ષી, અને છેક આંખથી ન દેખાય તેવા અનેક જીવ જંતુના કર્તાએ સર્વના સુખ અને હૈયાતી માટે ઘણુજ ચોકસ અને

નિયમિત નિયમો બાંધ્યા છે, કે જેથી આ સૃષ્ટિનું ચક્ર ચાલ્યું જાય છે. એ નિયમને વધારે સ્પષ્ટ રીતે કુદરત કહેવામાં આવેછે જાણ્યે અજાણ્યે ગમે તે હાલતમાં કુદરત પોતાનું કામ કરે જાયછે બીજમાં વૃક્ષ ને વૃક્ષમાં બીજ, એ નિયમ અનંત કાળથી ચાલ્યો આવેછે. પૃથ્વી પર તેમજ સર્વ બ્રહ્માંડમાં અનેક ફેરફારો થયા કરેછે. સુર્ય અને ચંદ્ર પોતાનું કામ નિયમિતપણે કરેછે. આ સર્વનો કર્તા અને કુદરતનો બનાવનાર એકજ છે જેને અનેક નામથી બોલાવવામાં આવેછે. કર્તા એટલે ખાલક અને તેની બનાવેલ ચીજો મખલુક કહેવાયછે. આપણા સુખ અર્થે તે ખાલકે અનેક પ્રકારની વનસ્પતિ ફળ ફુલ વિગેરે આ પૃથ્વી પર પેદા કરેલ છે તે પણ એટલે સુધી કે વધારે જરૂરની ચીજ વધારે જથામાં મળી શકે છે. દાખલા તરીકે આપણી હેયાતી માટે પવન પાણીની મુખ્ય જરૂર છે, જે

રાગટ મળે છે કે જેના વગર પળ માત્ર પણ ચાલતું નથી, તેમજ ખાવા પહેરવા વિગેરેની વસ્તુ પુષ્કળ જથ્થામાં પેદા થાયછે. જેનો વધારે વિચાર કરતાં ને કૃપાળુની કૃપા સહેજે સમજાય છે. તે દરેકનું ભરણ પોષણ ગમે તેવી હાલતમાં કરેછે. આ સર્વ કાર્ય નિયમિતપણે બીલકુલ ગફલત વગર કરે જાય છે જે વગર આ સર્વ ખલકતની હૈયાતી સંભવેજ નહીં.

---

## બંદાની ફરજ.

---

પરવરદિગાર સર્વ મખલુકાતનો રબ યાને માલિક છે અને આપણે તેના બંદા છીએ એ મુજબ આપણી અને તેની વચ્ચે માલિક અને બંદાનું સગપણ છે. તે આપણા ઉપર રબુબી-

વતનો હક ધરાવે છે. તેમ બંદાપણાની ફરજ આપણા પર છે. ઉપર જણાવ્યા મુજબ તે પોતાની રબ તરીકેની ફરજ વગર ગફલતે કરે જાયછે. તેમ આપણે પણ બંદા તરીકેની ફરજ બજાવવા ગફલત ન કરવી જોઇએ એ સાબિત થાય છે. આપણી ફરજની ગફલતને સબબે તે માલિકની ઇતરાજી ઉતરે અને તે સબબે કુદરત પોતાનું જોર કરવા લાગેછે, તો તેને દોષિત ગણ્યા પહેલાં પોતાની ભુલો જોવી જોઇએ અને તે સુધારવાને પોતાથી બનતો પ્રયત્ન કરવાને કોઈપણ જણે ચુકવું જોઇએ નહીં.

દરેક મનુષ્યની ફરજ છે કે પોતાની બંદાપણાની (અબુદીયતની) ફરજ દરરોજ નિયમિત રીતે અદા કરવી જોઇએ, નહીં તો તેમાં જેટલી ગફલતી તેટલી નુકશાની તેને ખમવી પડે છે.

એ મુજબ દરેક કોમના ધર્મગુરુ પેશવા પોતાની ઉમ્મત પરની ફરજ અદા થાય એવી બંદગી ઘડી આપે છે અને તે બંદગી ગુજારવાનો યોગ્ય વખત મુકરર કરી ખુદાઈ રસ્તા ઉપર દોરે છે.

## રોજીંદા બંદગીની જરૂર.

બંદા તરીકેની ફરજ અદા કરવા તરીકે રોજીંદા બંદગીની જરૂર છે એટલુંજ નહીં પણ જીવપટ પર ચડતો અનેક કર્મો રૂપી મેલ ધોવાને માટે પણ રોજીંદા બંદગીની જરૂર છે.

આપણો જીવ બગીચાનાં એક ઉત્તમ ફળદાયક કોમળ છોડ જેવો છે, જેમ છોડની દરરોજ સંભાળ રાખવામાં ન આવે, ઘાસ વિગેરે કચરો કહાડવામા ન આવે, અગર પાણી ન પાવામાં આવે તો તે

છોડની ઉન્નતિ થતી નથી, તેમ જો આપણા જીવને બંદગી રુપી જળ સીંચવામાં ન આવે, કામ, ક્રોધ, વિગેરે જેવા પંજભુ રુપી ઘાંસ કહાડવાની સંભાળ રાખવામાં ન આવે તો તે અંતે અધોગતીને પામે છે.

મનુષ્યને દરેક વિચાર, કૃત્ય, સંસ્કાર ઉત્પન્ન કરેછે. જેનો શંચય થયાં કરેછે, જેના ઉપર સારાં અગર નરસાં ભવિષ્યનાં નશીબનો સઘળો આધાર રહે છે. ઇધવી સંસ્કાર વર્તમાન કાળમાં, અને વર્તમાન કાળના સંસ્કાર ભવિષ્ય કાળમાં અવશ્ય ભોગવવા પડે છે.

જેમ વપરાતાં કપડાંપર દરરોજ મેલ ચડે જાય છે, તેમ દરેક પળનો અવિચાર રુપી મેલ કપડાં રુપી જીવપર ચડે જાય છે. એ રીતે જીવને અનેક રીતે વેઠવું પડેછે. અને અનેક અકર્મો રુપી મેલમાં

સંતાઇ રહે છે, કે જેથી પોતાને ઓળખવો પણ બહુ મુશ્કેલ થઇ પડે છે.

જેમ કપડાંને હમેશાં સાફ કરવામાં ન આવે તો વધારે મેલાં થઇ કાળા થઇ જાયછે, તેમ આપણા જીવ સંબંધે પણ બને છે, માટે દરરોજ જીવને સાફ કરવા રોઝ્ંદા બંદગીની ખાસ જરૂર સમજાય છે,

કેટલાક ગુનાહ ફકત તોબાહ અને શોસ્મ કરવાથી માફ થઇ જાય છે, એમ મહાન પુરૂષોનું કહેવું છે, અને કેટલાએક ગુનાહો ધોવા માટે તોબાહ સાથે ખુદાવંદતઆલાની બંદગી રૂપી સાબુની જરૂર પડેછે. માણુસ ભુલોથી ભરેલો છે, પાક જાત માત્ર ખુદાની છે. માણુસ સવારથી સાંજ સુધી અજાણુપણે અનેક માનસીક ગુનાહો કરેછે. તે ગુનાહો માટે તો રોઝ્ંદા બંદગી કરી

ખુદાની રહેમત માંગવાની જરૂર છે. જેમ કોઈ મકાનને સાફસુફ રાખવામાં ન આવે તો અવાવરૂ પડી રહી ઝેરી જીવોનો વાસ થાયછે તેમ આપણા જીવને સવાર સાંજ બંદગી રુપી પાણીથી સાફ કરવામાં નહીં આવે તો તેમાં કામ, ક્રોધ, મોહ જેવા મહા મત્સર પેદા થાય છે.

## પહેલે પગથીયે ચડયા વગર બીજે ચડાતુ' નથી.

ઇસ્લામમાં હિદાયત મેળવવાના ચાર તરીકા કહેલા છે.

૧ શરીયત ૨ તરીકત ૩ હકીકત ૪ મારફત. શરીયત અને તરીકત તે કર્મ યોગ જેવાં તરીકા છે. તે પુર્ણ રીતે પાળવાથી વહકીકત પ્રાપ્ત થાયછે,

અને ત્યારબાદ મારફત સુધી પહોંચી શકાય છે.

શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ ગીતામાં મુક્તિ મેળવવાનાં ત્રણ યોગ કહેલા છે:—

૧ કર્મયોગ ૨ ભક્તિયોગ ૩ જ્ઞાનયોગ.

જ્ઞાનયોગ અને મુક્તિને છેટું નથી જો માણસ જ્ઞાનયોગ સુધી પહોંચે તો મુક્તિ થઇ જાયછે. પણ તેટલી હદ સુધી પહોંચવાને તેવા કર્મ કરવા પડે છે. એકદમ જ્ઞાનયોગ સુધી પહોંચવું બહુ મુશકીલ છે, માટેજ કર્મયોગ વધારે ઉત્તમ કહેલ છે.

જેમ પહેલે પગથીએ ચડયા પહેલાં ત્રીજે પગથીએ ચડવું અસંભવીત છે તેમ શરીયત અને તરીકત પાળવા વીના મારફતે પહોંચવું અઘરૂં થઇ પડે છે.

એ મુજબ દરેક ધર્મગુરૂઓ પોતાની ઉમ્મતને પહેલા પગથીઆ રૂપી બંદગી વિગેરે ચોકસ નિયમો બાંધી આપે છે. જેમ અભ્યાસી પહેલાં ઇસ્કૂલ ધોરણના વિષયો પુર્ણ રીતે સમજી યાદ કરી, પરીક્ષામાં પાસ થઇ આગળ ચાલી શકે છે, આગળ વધ્યા પછી પણ તે કરેલા કર્મો યાદ રાખવા જોઇએ છે, તેમ મારફત સુધી પહોંચવા તેમજ પહોંચેલાને પણ નીચેનાં ધોરણ પાળવા આવશ્યક છે જો નિયમિત અને પુર્ણ કાળજીથી મહેનત લઇ પુર્ણ રીતે પાળવામાં આવે તો પોતાની મકસદને જલદી પહોંચી શકાય છે.

દરેક કોમની માફક આપણને પણ આપણા બોધગુરૂ પીર સદરદીને મહાન ઝહેમત ઉપાડી રોજીંદા બંદગી ઘડી આપીછે, જે આપણે હંમેશાં વખતસર ગુજારવી જોઇએ

એ મુજબ આપણે જોયું કે રોજીંદા બંદગી બજાવવાની ફરજ ત્રણ કારણસર દરેક પર આવી પડે છે.

(૧) પોતાની બંદાપણાની ખુદા પ્રત્યેની ફરજ અદા કરવા માટે.

(૨) જીવને દરરોજ તે પર ચડે જતા ગુનાહો રુપી મેલથી સાફ રાખવા તેમજ અગાઉ થઇ ગયેલા ગુનાહો ધોવા માટે.

(૩) છેવટનો મકસદ એટલે મારફત સુધી પહોંચવા પહેલું પગથીયું અગર ધોરણ ચડવા માટે.

એ મુજબ ત્રણ કારણસર દરેક ઉપર નિત્ય નિયમિત બંદગીની ખાસ જરૂર છે. જેની જેટલી ગફલત તેટલી નુકશાની જીવને પહોંચાડવામાં આવે છે તે નક્કી વાત છે.



# પ્રકરણ ૨ જું.

## શીયા ઈમામી હસમાઇલી ખુબા અને તેની ખુબીઓ.

### રોજીંદા બંદગીમાં સમાએલા હેતુ.

એ મુજબ રોજીંદા બંદગીની જરૂર જોયા પછી તેમાં શું શું હેતુ સમાયેલા હોવા જોઇએ તે તરફ નજર કરીએ.

(૧) ખુદાવંદતાલા આપણા સર્વનો રબ યાને માલિક છે આપણને સર્વ ચીજો આપે છે આ

સર્વ અહેસાનના બદલામાં આપણે તેની દરરોજ નિયમિત બંદગી કરવી જોઇએ.

(૨) દરેક જીવ પામર છે; દરરોજ હજારો ગુનાહને પાત્ર છે માટે તે ગુનાહો માટે માફી ચાહી, તોબાહ કરી, ખુદા પ્રત્યે પોતાની તાબેદારી બતાવવી જોઇએ કે જેથી જીવ પર ચડે જતા ગુનાહો રૂપી મેલ દુર થાય.

(૩) આ સર્વ આપણને સુચવનાર નેકીના રસ્તા પર દોરનાર ને નિષ્કામ વૃતિથી અનિતીના રસ્તા પરથી દુર રાખવા સંભાળ રાખનાર આપણા રાહબર યાને ધર્મના પેશવા તરફ વફાદારી બતાવવી જોઇએ.

(૪) હજારો મલામતીથી દુર રાખવા, અને તેનાથી બચવા અનેક જન્મનાં પાપ રૂપી મેલ દુર કરવા, ભવિષ્યના ગુનાહથી દુર રહેવા, ગીરીયા

ઝારીથી પોતા ઉપર ખુદાની રહેમત માગવી.

(૫) એ ઉપરાંત દરેકની ફરજ છે કે ખુદાની મખલુકાત રાજા, પ્રજા, સારા નરસા સર્વના હકમાં નેક દુઆ ગુજારવી અને તેઓનું ભલું થાય એવી દુઆ માંગવી.

જે બંદગીમાં ઉપલા પાંચે મુદ્દા સમાયેલા હોય, તેજ ખરી અને સર્વથી શ્રેષ્ઠ પ્રાર્થના કહી શકાય.

દરેક કોમનો પેશવા પોતાની ઉમ્મત માટે નિત્ય પ્રાર્થના તરીકે, અમુક બંદગી રચી આપી, તે ગુજારવા ભલામણ કરી, સત્યના રસ્તાપર દોરે છે એ મુજબ નિમાઝ, સંધ્યા, પ્રેયર વિગેરે નામોથી રોજીંદા બંદગી ભાષા અને રુઢી મુજબ કહેવામાં આવેછે. એ મુજબ આપણને પણ આપણા મહાન

ગુરુ પીર સદરદીને અથાગ મહેનત લઇ, યોગ્ય ભાષામાં ઉપરના પાંચે મુદ્દા પુર્ણ રીતે સમાવેશ કરી અરબી અને ફારસી બોલોથી શણગારી નિત્ય અને નિયમિત બંદગી રચી આપી છે, જેને "દુઆ" કહેવામાં આવે છે.

---

## દુઆનો વખત.



બંદગીનો વખત એવો રાખવામાં આવ્યોછે કે જે વખતે દુનીયાદારી વિગેરેની ખટપટ નડવાનો સંભવ રહેતો નથી ને માણસ ધારે તો પોતાનું મન તે વખતે શાંત રાખી શકેછે. દુઆના ત્રણ વખત નીમેલા છે. તે માટે આપણા મુરશીદ આપણને જ્ઞાન શરીફમાં કહેલ છે કે:—

(૧) સાંજની દુઆ.

જીરેભાઇ! સંજ્યાવેળા મત કોઇ ચુકો,
એ છે ગુરની એંધાણીજી;
એ વેળા તમને દીધી,
દીધી તે દીનની બારી-હરી.

સંજ્યાવેળા એટલે સુર્ય અસ્ત પામવા પછી તુરત આ દુઆ પડાવવામાં આવે છે. એ મુજબ આખા દિવસમાં થયેલ અનેક સંતાપોને ટાળવા, શાંતિથી માલિકની રહેમત માંગી, માફી ચહાવાનો આ વખત અનુકુળ છે.

(૨) બીજો વખત સુમણીની દુઆ તે વિષે આપણા મુરશીદ આપણને જ્ઞાન શરીફમાં ફરમાવેલ છે કેઃ—

જીરેભાઇ! બીજી વેળાં એહીજ જાણો,
રાત ઘડી છ ગઇ જાણોજી;

તે તો બારી દરગા તણી,
ગુરથી થાઓ હુશીયાર—હરી૦

એ મુજબ બીજી વખતની દુઆનો વખત સુર્ય આથમ્યા પછી બીજા પહોરની અંદરનો કહેવાય છે આ બંદગી રાત્રીમાં ભ્રમિત મનથી બચવા અને નીતિના રસ્તા પર રાખવા મદદ કરે છે.

(૩) સુબુહ સાદીકનો વખત ઘણોજ ઉત્તમ અને અમુલ્ય છે. બંદગી કરવા આ વખત સર્વથી શ્રેષ્ઠ છે, કારણકે આ વખતે મન શાંત અને શરીર તાજું થયેલ હોય છે. આ વખતની બંદગી જલદી અસર કરી શકે છે.

આ વખત માટે આપણા મુરશીદે આપણને જ્ઞાન શરીફમાં ફરમાવેલ છે કેઃ—

જીરેભાઇ ! ત્રીજી વેળા સંજ્યા પાછલી જાણો
ખટ ઘડી પરમાણોજી;
એ બારી શરગની ભણીએ,
લેવે ગુર નરને હાથ—હરી.

એ મુજબ આ બંદગી સવારમાં એટલે રાત્રીના છેલ્લા પહોરમાં એટલે સુર્ય ઉગ્યા અગાઉ પડવામાં આવે છે.

આખો દિવસ સારો ગુંજારવા રોજીમાં બરકત માગવા અને જીવને શાંત કરવા આ બંદગી અસરકારક રીતે કામ કરે છે.

---

## સર્વોત્તમ બંદગી (દુઆ)

---

આપણે જોયું કે જે બંદગીમાં ઉપરના પાંચે મુદાઓ બરાબર અમલમાં આવતા હોય તેજ

બંદગી સર્વોતમ બંદગી ગણાશે. પીર સદર-દીનની રચેલી દુઆમાં ઉપરના પ ચે મુદ્દા બરાબર અમલમાં આવે છે માટે દુઆ ઉંચે દરજ્જો ભોગવે છે.

પાંચે મુદ્દાનો યોગ્ય સમાવેશ જોઇ તેમજ તે ગુજારવાના યોગ્ય સમય તરફ નજર કરતાં નિરપક્ષપાતપણે તપાસનારને "દુઆ" મહેનશાહી દરજ્જો ભોગવતી જણાયા વગર રહેશે નહિ

શીયા ઇમામી ઇસ્માઇલી મજહબની ઉંડી ફીલસુફી આપણને એમ સમજાવે છે કે આખા બ્રહ્માંડમાં ખુદાવંદતાલાની જાત પ્રસરેલી છે અને તેના મધ્ય બિંદુ તરીકે તે નુર આ દુનિયામાં જમાનાના ઇમામ એટલે હાજર ઇમામમાં જલવાગર છે તે જહુરાને "ઇમામ" કહીએ છીએ તે આપણા

જીવની હિદાયત કરનાર હાદિયુલ મહેદી છે ને આપણા પર હુકમ સત્તા ધરાવનાર સાહેબુલ અમર છે.

હાલના આપણા ૪૮ સાંઇમામ મઉિલાના સુલતાન મહમદ શાહ હાદિયુલ મહેંદી સાહેબુલ અમરનાં સ્થુળ શરીરમાં તેનુર જલવાગર છે જે આપણા રાહબર અને પેશવા છે અને તેના વસીલાને લીધે આપણી દુઆ કબુલ થાય છે.



## દુઆના પાંચે ભુદા ભર લાવતા પાઠ.



(૧) ખુદાનાલાની તારીફ અને બુઝુર્ગી:— આપણી દુઆમાં "સચ્ચો વચન સુબહાનઅલ્લા નો પાઠ તથા "લાઇલાહા ઇલલ્લાહ

કુલ હુઅલ્લુલ કઇચુમ" વિગેરે પાઠોથી પુર્ણ રીતે બજાવાય છે.

(૨) બન્દાના ગુનાહ માટે તોબાહ કરવા અને માફી માંગવા અને તાબેદારી બતાવવા:—

"તોબો તકસીરદાર" તેમજ

"ઇન કુન્તો મીનઝ ઝાલેમીન"

વિગેરે પાઠો ઘણીજ સરસ રીતે અને અસરકારક રીતે કામ બજાવે છે.

(૩) ધર્મના પેશવા તરફ વફાદારી બતાવવા, પાઠનું અર્પણ અને દરેક સુજીદો પોતાના મુરશિદ હાજર ઇમામ તરફની વફાદારી સામાન્ય રીતે બતાવે છે. આપણા દીનના વડા હાકેમ આપણા સરતાજ હાજર ઇમામ સાહેબુલ અમર ને દુઆમાજ "કુલ પીરેજો પીર" વગેરે બોલોથી સંબોધવામા

આવે છે. તે આપણા તેઓ પ્રત્યેનો અદબ અને હાજરી બાહેતબાર દેખાડે છે. આ રીતે આ મુદ્દો બરાબર અમલમાં આવે છે.

(૪) પોતા પર રહેમત માંગવા:—

પંજ પાટીની દુઆ ઘણીજ ગીરીયાઝારીથી પડાય છે.

(૫) સર્વ તરફ નેક દુઆ ગુજારવા ખુદાની રહેમત માંગવા:—

યા શાહ ફઝલ વ રહેમત કરીયે.
યા શાહ પીર વકીલ બુઝલો જમાઅત.
દુઆ નીયત ખએર
મોટો સીજદો;

વિગેરે ઘણાજ ઉત્તમ પાઠો બજાવે છે. મનુષ્યની ધર્મ તરીકેની આ ફરજ આ પ્રમાણે અદા થાય છે

# પાકીઝગી અને વઝુ

કોઇ દુનીયાના રાજા પાસે અરજ ગુજારનારને કેટલીએક રીતે સાવચેત રહેવું પડે છે. કપડાં સાફ રાખવા પડે છે. શરીરે સ્વચ્છ થઇ જવું પડે છે. ત્યારે ખુદાવંદતાલા કે જે શહેનશાહનો શહેનશાહ છે, તેની પાસે અરજ પહોંચાડવા કેટલી સાવચેતી રાખવી જોઇએ? બંદગી ગુજારવા જમાઅતખાના એટલે બંદગી કરવાની જગ્યામાં પગ મુકવા પહેલાં શરીર અને કપડાં સાફ છે કે નહિ તેની સંભાળ રાખવી જોઇએ અને સાફ અને પાક થઇ જવું જોઇએ જમાઅતખાનામાં દાખલ થવા પહેલાં હાથ પગ મોઢું સારી રીતે સાફ કરી વઝુ કરી જવું જોઇએ નાપાકીથી હમેશાં દુર રહેવું જોઇએ નાપાકીથી શરીરમાં રોગ થાય છે. અને તેથી કરીને મન વશ રહી શકતું નથી. અને બંદગી બરાબર

થઇ શકતી નથી એ માટે આપણા મુરશિદે જ્ઞાન શરીફમાં કહેલ છે કેઃ—

નાતે ધોતે ન હોવે જોગી,
ન ધોવે તો હોવે રોગી;
પડે પીંડ ને વાધે રોગે,
અયસા બંદા શાહકું ન પાવે.

## બન્દગી ગુજારવાનું સ્થળ.

આપણે ઉપર જોઇ ગયા કે ઉત્તમ બંદગી મકબુલ કરાવવા તન અને મન શાંત રહી શકે, તેવા વખતની અને પાકીઝગીની જરૂર છે. તેમજ તેવા સ્થળની પણ જરૂર જણાય છે. હિંદુ લોકો મંદિર કે દહેરામાં ક્રિશ્ચીયન લોકો દેવળમાં, અને આપણા લોકો જમાઅતખાનામાં

બંદગી ગુજારે છે, બંદગી કરવાનું સ્થળ અસા-
લિદુ રાખવાથી બંદગી ગુજારવાનું વધારે
સરળ પડે છે. આવી પાક જગ્યાના સંયોગથી
અવિચાર દુર ખસે છે. મન શાંત રહી શકે છે
અને શરીર પરનો એક તરેહનો બોજો ઓછો
થયેલો જણાય છે, દુનિયાની વ્યાધી દુર થયેલી
જણાય છે, આ મુજબ બંદગી ગુજારવાનો
રસ્તો સાફ અને સરળ થઇ જાય છે.

---

## ગત જમાત સાથે બંદગી ગુજારવી.

આજનો સુધરેલો જમાનો વીલ પાવરની
શક્તિ ખરી છે તે કબુલ કરે છે. માણસમાં
વીલ પાવર કેટલો છે તે અમેરીકાના વિદ્વાનોએ
તપાસ કર્યા પછી હવે કબુલ કરે છે. આજના

જમાનામાં વીલ પાવરના અખતરા જોનારને આ બાબતની વધારે સમજણ પડશે. એક માણુસનો વીલ પાવર જે કામ કરે તે કરતાં વધારે જથામાં બેગા માણુસોનો વીલ પાવર કેટલી શકિત ધરાવે તે આ ઉપરથી સમજવું રહેલ છે ઇસ્માઇલી ધર્મ પુસ્તકોમાં આ વીલ પાવરની અજબ શકિત ઘણી જગાએ જોવામાં આવે છે. દાખલા તરીકે સતાડા નાંખી એક નેક મુરાદ કેમ પાર પાડવી વગેરે. આ સર્વ એક દિલથી બને છે એ આજના સુધરેલા જમાનાના વીલ પાવરના અખતરા સાબીતી આપે છે.

આ ઉપરથી સમજાય છે કે એક માણુસ એકલો દુઆ ગુજારે તેના કરતાં ગત જમાત સાથે દુઆ ગુજારવામાં આવે તો બહુ અસર કરે છે. તે માટેજ ગત જમાત સાથે દુઆ ગુજારનારને

સર્વનો હિસ્સો મળે છે અને મહા પુન્ય હાસિલ થાય છે, એ ખરૂં છે

કદાચ ગત જમાત સાથે દુઆ ગુજારવાનું બની શકે એમ ન હોય તો પણું ગમે તેવી હાલતમાં ગમે તેવી રીતે નિયમસર ને વખતસર દુઆ ગુજારવાનું દરેક **ઇમામી ઇસ્માઇલી** પર ફરજ છે, બિમારી જેવી લાચાર હાલતમાં પણુ પોતાની ફરજ અદા કરવા ચુકવું નહિ તેવા વખતે **પીરશાહ** એટલે નબી મહમદ મુસ્તફા અને હજરત મઉલા મુરતજા અલીની બાર તસબી કાઢવી અગર મોઢે યાદ કરવી જેથી પણ બંદા પરની બંદગીની ફરજ અદા થાય છે.



# પ્રકરણ ૩ જું.



માનવંતા બોધ ગુરૂ પીર સદરદીન
સાહેબે રચેલી

## અસલ દુઆ.



યા અલી મદદ



## પાઠ પહેલો તથા બીજો.

(૧)

દુઆ પડો. દુઆ પડો. દુઆ પડો.
અલ્લાહ મરેહઆ હક નામ ગીનો, મૌલા
અલી કમાન સાંજએ દીનેયાં, દુઆ સાંજી

અર્જી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ તાજી દરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

=સીજધો દીજે=

અગર સોમણીજી દુઆ હોય ત (સાંજી સોમણીજી વેનતી ચોજે) અને અગર સુબુહજી દુઆ હોય ત (સાંજી, સોમણી, સુબુહજી વેનતી ચોજે.)

(૨)

તે કના પોએ "તસબીહ" કઠી,

= સીજધો દીઆણું =



# પાઠ ત્રીજો.

તોબો તોબો તકસીરથાર, બંદા સંતા પા ગુનેહગાર યા શાહ તું બક્ષીએ બક્ષણહાર પીર થા દુઆ પડે બંદા થા વેનતી કરે. સચ્ચો શાહા થા કબુલ કરે ફરમાન શાહા પીરજો વચન=

એતરો ચઇને, નમલી પર તે રખી ડીઅ

પડણું=

સચો વચન, સુબહાનલ્લાહ, શુકરેન લીલ્લાહ વલ હમ્દો લીલ્લાહ, વ લા ઈલાહા ઇલલ્લાહ. અલ્લાહો અકબર લા હઉલ વલા કુવ્વત ઇલ્લા બીલ્લા હિલ અલીયુલ અઝીમ, રહિમ, કરીમ, કસીમ, હજરત, મુબારક, પાક પરવરદીગાર, ધેલમ દેસ માન-

ખા વેસ ખંડ એરાક સલોલેર, પાત્ર, અડતાલી ઇમામ, દસમો નકલંકી અવતાર મોલાના આગા સુલતાન મહમદ શાહા દાતાર.

== સીજધો દીજે ==

## પાઠ ૪ થો.

ગોએ "હક યા શાહ" ચહને વિશનાપુરી અને શાહાજી પુરીનું પડજે.

### વિશનાપુરી

ત્રણ કરણ મધે સામીજીના અવતાર
પાત્ર પરવરતંતે

શ્રી અહુંણાદ (૧) અહુંણાદથી અલખ (૨) અલખથી નામનીલ (૩) નામનીલથી અનીલ (૪)

અનીલથી સુન (૫) સુનથી સાન (૬) સાનથી નાન (૭) નાનથી ગીનાન (૮) ગીનાનથી સુર (૯) સુરથી તેજ (૧૦) તેજથી જળ (૧૧) જળથી કમળ (૧૨) કમળથી અધબુધ (૧૩) અધબુધથી જાગ (૧૪) જાગથી નંતવ (૧૫) તંતવથી પ્રેમ તંતવ (૧૬) પ્રેમ તંતવથી આદ પુરષ (૧૭) આદ પુરષ નાભ ચકરથી ભયો બ્રહ્મા.

શ્રી અદુંભુદ આદ, અવિગત આદ શ્રી

હુવ (૧) કવ (૨) ધરમ (૩) કેશવ (૪) તવણાદ (૫) ઊતરા (૬) હરીતક (૭) પરૂરવા (૮) અંત અતીત (૯) પ્રેમરૂપ (૧૦)

વંશ શ્રી મછ [૧]

શ્રી મછ નાં મનાએક (૧) અજમેર (૨)

અગરસેન (૩) એછાઉત (૪) ભરેસંપત (૫) અસુઅમિતર (૬) પઉતર (૭) પડવીર (૮) વંશ શ્રી કોરભ [૨]

શ્રી કોરભનાં ભિસરીયાત (૯) દિખયાત (૧૦) પ્રજાપત (૧૧) અગરસેન (૧૨) કદિમ (૧૩) દોએલ (૧૪) વંશ શ્રી વારા [૩]

શ્રી વારા નાં કેશવ (૧૫) ખત્રીવંશ (૧૬) અસાવ (૧૭) ઊનસ (૧૮) ખલીફત (૧૯) ગોતમ (૨૦) અંતઃ (૨૧) હરીતક (૨૨) વંશ શ્રી નરસિંહ [૪]

શ્રી નરસિંહ નાં મનાએક (૨૩) કઉચક (૨૪) રેપક (૨૫) કેશવલણુ (૨૬) કેશવરૂખ (૨૭) વંશ શ્રી વાએમણુ [૫]

શ્રી વાએમણુ નાં માનખાતા (૨૮) પૃથમીજએ (૨૯) એશરીન (૩૦) જવલગન

(૩૧) વંશ શ્રી ફુડસીરામ [૬]

શ્રી ફુડસીરામ નાં રૂગ (૩૨) જુગ (૩૩) જુજેઆત (૩૪) કુંભ (૩૫) અલીફ (૩૬) અજેપાળ (૩૭) દશરથ (૩૮) વંશ શ્રી રામ [૭]

શ્રી રામ નાં પદમ (૩૯) જશવછણુ (૪૦) વીરપાર (૪૧) વાસુદેવ (૪૨) વંશ શ્રી કરસનજી કાન [૮]

શ્રી કાન નાં પરિખત (૪૩) જનમેજય (૪૪) સેશાનંદ (૪૫) સતાનંદ (૪૬) સ્વરસ્થાન (૪૭) બુધરથાન (૪૮) વીણુ વછરાજ (૪૯) વંશ શ્રી બુધ [૯]

શ્રી બુધ નાં શીશ (૫૦) સામ (૫૧) સલામ (૫૨) મલકાન (૫૩) એસલામ (૫૪) હારૂન (૫૫) સમકિન સફા (૫૬) અદનાન (૫૭) માઅદ (૫૮) નીઝાર (૫૯) મુદર (૬૦)

એલીઆસ (૬૧) મુંદરક (૬૨) ખુઝેમા (૬૩) કિનાના (૬૪) નઝર (૬૫) માલેક (૬૬) ફહર (૬૭) ગાલેબ (૬૮) લુવે (૬૯) કઅબ (૭૦) મુરે (૭૧) કીલાબ (૭૨) કુસે (૭૩) અબ્દુલ મુનાફ (૭૪) અબુ હાસમ (૭૫) અબ્દુલ મુતલબ (૭૬) અબુ તાલેબ વલી (૭૭) વંશ શ્રી શાહા મોલા મુરતજાઅલી [૧૦]

## શાહજી પુઠીઉ

=વચન અબુ તાલબ વલી=

૧ હક મોલાના શાહા અલી
૨ હક મોલાના શાહા હુસેન
૩ હક મોલાના શાહા જયનુલ આબદીન
૪ હક મોલાના શાહા મહમદ બાકર
૫ હક મોલાના શાહા જાફર સાદક

૬ હક મોલાના શાહા ઈસમાઈલ
૭ હક મો૦ શાહા મહમદ બીન શાહા ઈસમાઈલ
૮ હક મો૦ શાહા વફી અહમદ
૯ હક મો૦ શાહા તકી મહમદ
૧૦ હક મો૦ શાહા રઝી અબદલ્લાહ
૧૧ હક મો૦ શાહા ;મેહદી; મહમદ
૧૨ હક મો૦ શાહા કાએમ
૧૩ હક મો૦ શાહા મનસુર
૧૪ હક મો૦ શાહા મોએજ
૧૫ હક મો૦ શાહા અઝીઝ
૧૬ હક મો૦ શાહા હાકમ અબુઅલી
૧૭ હક મો૦ શાહા જાહેર અલી
૧૮ હક મો૦ શાહા મુસ્તનસિર બિલ્લાહ
૧૯ હક મો૦ શાહા નીઝાર
૨૦ હક મો૦ શાહા હાદી

૨૧ હક મૌલાના શાહા મોહુતદી
૨૨ હક મો૦ શાહા કાહેર
૨૩ હક મો૦ શાહા અલા જીકરીયા સલામ
૨૪ હક મો૦ શાહા અલા મહમદ
૨૫ હક મો૦ શાહા ખુદ જલાલુદીન હુસન
૨૬ હક મો૦ શાહા અલાઉદીન મહમદ
૨૭ હક મો૦ શાહા રૂકનુદીન ખુરશાહા
૨૮ હક મો૦ શાહા શમસદીન મહમદ
૨૯ હક મો૦ શાહા કાશમશાહા
૩૦ હક મો૦ શાહા ઇસલામશાહ
૩૧ હક મો૦ શાહા મહમદબીન ઇસ્લામશાહ
૩૨ હક મો૦ શાહા મુસ્તનસિર બિલાહ
૩૩ હક મો૦ શાહા અબ્દસ સલામ
૩૪ હક મો૦ શાહા ગરીબ મીરઝા
૩૫ હક મો૦ શાહા બુઝર અલી
૩૬ હક મો૦ શાહા મુરાદ મીરઝા

૩૭ હુક મો૦ શાહા ઝુલફીકાર અલી
૩૮ હુક મો૦ શાહા નુરદીન અલી
૩૯ હુક મો૦ શાહા સયદ ખલિલલાહ અલી
૪૦ હુક મો૦ શાહા નીઝાર
૪૧ હુક મો૦ શાહા સયદઅલી
૪૨ હુક મો૦ શાહા હસનઅલી
૪૩ હુક મો૦ શાહા કાસમઅલી
૪૪ હુક મો૦ શાહા અબુલ હસનઅલી
૪૫ હુક મો૦ શાહા ખલીલ્લા અલી
૩૬ હુક મો૦ શાહા હસનઅલી
૪૭ હુક મો૦ શાહા આગા અલીશાહ દાતાર
૪૮ હુક મો૦ શાહા આગા સુલતાન
મહુમદશાહ દાતાર

હાજર જોમજો ધણી, વારેકેરા પુરખ શીરેવા, ઇમામ હાદીઉલ મેહદી, સાહેબલ અમર આગા સુલતાન મહુમદ શાહા

દાતાર, અણુંત કે રોડીયું તારણહાર, હાજર જોમેજો વાગ્યા, ખીસે અમર પુઠીઆ શાહ, તાજે દરગાહમેં કબુલ કર મૌલાના આગા સુલતાન મહમદશાહ દાતાર==

==બીજધો દીજે==

## પાઠ પાંચમો તથા છઠો.

### (૫)

### પંજપાટી

### અલી અલ્લાહ

અલ્લાહુમ્મા, યા મૌલાના અંતસ સલામ, વ મિનકસ સલામ, વ ઇલયકા યરજઉસ સલામ, વ અલયકા અલ્ફ્સ

સલામ, હુયયેના રબના બિસ સલામ, વ અદખિલના દારસ સલામ, તબારકતા રબના વ તાલયતા, યા ઝુલ, જલાલ વલ ઇકરામ.

══એતરો સભની પાટમેં પડજે══

" બે ફ્ઝલેકા રહમત બિકુન. "

યા મઉલાના — ૨

" લુત્ફે વ કરમ કુન "

યા મઉલાના — ૩

" લા હઉલ વ લા કુવ્વત ઇલ્લા બિકા"

યા મઉલાના — ૪

"શુદ શુદ, બ ફિરીયાદ બેરસ"

યા મઉલાના — ૫

## વેલ પંજપાટીજી.

અલ્લાહુમ્મા યા સઈયદી; મીનકા મદદી, વ અલઈકા મોઅતમદી, ઈયાકા નઅબુદે । વ ઈયાકા નસ્તઈન, યા અબલગોસ, અગિસની યા અલી અદરિકની, એ હુરેકુ-દલ ખફી, સવાબી, રહેમતી, મરહેમતી સચ્ચો મહમદ અરબી, અલી મહમદ યક જુદા, હક શનાશ, દર્ફે બલા લા ઈલાહા ઈલલ્લાહ, મહમદ રસુલલ્લાહ, અમીરલમોઅમીનીન અલી સહીઅલ્લાહ, હુસ્ઓ નલ્લાહ, વ નિયમલ વકીલ, વ નિયમલ મોલા, વ નિયમલ નસીર, ગુફ્-રાનકા રબના, વ ઈલઈકલ મસીર પંજ પાટીજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ વોજે દરગાહમેં કબુલ કર મોલાના

આગા સુલતાન મહમદ શાહ દાતાર,

==સીજધો દીજે==

(૬)

પોઓ "શાહ દીદાર" જો પંજો દઈ

==સીજધો દીજે==

પોઓ તસબી કઢી ઈ પડણું

## પાઠ સાતમો.

અલી અલ્લાહ, યા શાહ. શાહીએ, દરગાહીએ, ઈરક ધારીએ, પંજેભાઈએ જે તુસી તોજો દિદાર દીએ, બીસે અમર પૂઠીઆ શાહ તોજે દરગાહમેં કબુલ કર મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

==સીજધો દીજે==

પોઓ ઈ પડણું

## પાઠ આઠમો.

અલ્લી અલ્લાહ, યા શાહ; ફજલ વ રહેમત કરીએ, કુલ બલાંઉ દૂર કરીએ. જીઅરે એ જોત દીએ, માએંએ માખ દીએ જીનંજા પીંઢ ભગે, તીનીજા જીવ સુખીએ કરીએ ખએર પેદા કરીએ, શર દૂર કરી-એ, તોજો દીદાર નશીબ કરીએ બરકત હુઆ * સાંજીઅજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ, તોજે દરગાહમેં, કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

==ટીજયો દોજે==

* અગર સોમણીજી દુઆ હોય ત (સાંજી સોમણીજી વેનતી ચોજે) અને અગર, સુબુહજી દુઆ હોય, ત (સાંજી, સોમણી, સુબુહજી વેનતી ચોજે )

સીજદેમેં હીય્ય પડણું

યા શાહ, પીર વકીલ, કુલ જુમલો જમાત માફર, પીર, પેશ, ખીશંધર જીંદહ સુર દેહ, ખંદે મરતા પા ગુનેહગાર, યા શાહ તું બક્ષીએ બક્ષણહાર.



## પાઠ ૯ મો.

### બિસ્મિલ્લા હિર રહમા નિર રહીમ.

લા ઇલાહા ઇલલ્લા હુલ હઇયુલ કઇયુમ

લા ઇલાહા ઇલલ્લા હુલ મલકુલ હકકુલ મુબીન

લા ઇલાહા ઇલલ્લા હુલ મલકુલ હકકુલ યકીન

લા ઇલાહા ઇલલ્લાહુ હુલ માલેકે યોવમિદ્દીન

લા ઇલા ઇલલ્લાહ, હુસ અલીયુલ
અઝીમ

લા ઇલાહા ઇલલ્લાહ, હુલ હલીમુલ કરીમ
લા ઇલાહા ઇલલ્લાહ, હો રબ્બે સમાવાતે
સબ્અ વ રબ્બે અરઝીન સબ્અ, વ મા
ફી હિન્ના વ મા બઇન હુન્ના. વ રબ્બિલ
અ:શીલ અઝીમ લા ઇલાહા ઇલલ્લાહ,
મહમદ રસુલીલ્લાહ વ અમીરલ મઓમી-
નીન અલી સહી અલ્લાહ હક્કન હક્કા
અસ્તગ ફિરૂલ્લાહ હીલ અઝીમે વ બે હમ્દે-
હી અસ્તગ ફિરૂલ્લાહ રબ્બિવઅતુબો ઇલઇહી
લા ઇલાહા ઇલ્લાહ અંતા સુબહાનકા
ઇન્ની કુંતો મીનઝ ઝાલેમીન લા ફતા
ઇલ્લા અલી લા સઇફ ઇલ્લા ઝુલફિકાર

## નાદે અલી

નાદે અલીયન, મઝહરલ અજાએબ તજિદહુ અઉનન લકા, ફીન નવાએબ કુલ્લો હમ્માન, વ ગમ્મીન સયંજલી, બ વિલાયતેકા યા અલીયો, યા અલીયો યા અલી==

==છુકારો વીજને==

પોએ પંજતન પાકેજી ધાઆ તીજે

(અગર, દુઆ સુબુહજી હોય ત, પેરી, સુબુહ સાધકજી તસ્બી કઠી, સીજધો દઇ, પોએ પંજતન પાકેજી દુઆ દીજે)

---

## પાઠ ૧૦ મો.

## દુઆ પંજતન પાકેજી

હજરત નબી મહંમદ મુસ્તફા સલ-લલ્લાહો અલયહી વ સલમ હજરત મોલા

મુરતઝાઅલી, બીબી ફાતમા ઝોહરા રઝી અલ્લાહુ તઆલા, હજરત ઇમામ હસન, હજરત ઈમામ હુસેન પંજતન પાકેજી દુઆજી વેનતી, ખીસે અમર પુઠીઆ; શાહ, તાજે દરગાહમેં કબુલ કર મોલાના આગા સુલતાન મહુમદ શાહ દાતાર.

==બીજધા દીજે==

પોએ દુઆ ગન પીરેંજ દીણી, તેમે પીરેજીઉં પુઠીઉં પડણીગ



## પાઠ ૧૧ મો.

## પીરેજીઉં પુઠીઉ

૧ પીર અવ્વલ નબી મહુમદ મુસ્તફા સલ્લલાહો અલયહી વ સલમ

૨ પીર ઇમામ હુસન
૩ પીર કાસમશાહ
૪ પીર જાફરશાહ
૫ પીર જએનુલ આબેદીન
૬ પીર અમીર આહુમદ
૭ પીર સતગુર નુર
૮ પીર ઇદ ઇમામદીન
૯ પીર મહુમદ મનસુર
૧૦ પીર ગાલબદિન
૧૧ પીર અબ્દલ મજીદ
૧૨ પીર મુસ્તનસિર બિલાહ
૧૩ પીર અહુમદ હાદી
૧૪ ગીર હાસમશાહ
૧૫ પીર મહુમદશાહ
૧૬ પીર માહેમુદશાહ
૧૭ પીર મોહોબદિન

૧૮ પીર ખાલકદીન

૧૯ પીર અબ્દલ મોમનીન

૨૦ પીર ઇશલામદીન

૨૧ પીર સોલેહદીન

૨૨ પીર સલાહુદીન

૨૩ પીર સમસદીન

૨૪ પીર નસીરદીન

૨૫ પીર સાહબુદીન

૨૬ પીર સદરદીન

૨૭ પીર હુસન કબીરદીન

૨૮ પીર તાજદીન

૨૯ પીર પન્ધીઆદ જવાંમરદી

૩૦ પીર હયદર અલી

૩૧ પીર અલાઊદીન

૩૨ પીર કાસમશાહ

૩૩ પીર નસીર મહુમદ

૩૪ પીર બાબા આગા હાસમશાહ

૩૫ પીર મહુમદ જમાન

૩૬ પીર આગા અજીજ

૩૭ પીર મેહેરાબ બેગ

૩૮ પીર અલી અકબર બેગ

૩૯ પીર આગા અલી અસગરબેગ

૪૦ પીર મીરજા શાહ હસનઅલી

૪૧ પીર મીરજા શાહ કાસમઅલી

૪૨ પીર આગા શાહ અબુલ હસનઅલી

૪૩ પીર મીરજા મહુમદ બાકર

૪૪ પીર સરકાર માતા સલામત

૪૫ પીર આગા શાહ હસનઅલી

૪૬ પીર આગા અલીશાહ દાતાર

૪૭ પીર આગા શાહ ખલીલલાહ

૪૮ પીર અબલ હસનશાહ

૪૫ કુલ પીરેંજો પીર, મોલાના આગા સુલતાન મહુમદશાહ દાતાર, હાજર જોમેજો ધણી.

યા રબ હકકે ઊાન દો ગુલે ગુલશને બતુલ બક્ષીએ મારા, બ ફાતેમા, દુખ તરે રસુલ

દુઆ નાર [illegible] રસાઉબુજી વેનતી પાસે અમર પ્રુઠીના. શાહ તાજે દરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહુમદ શાહ દાતાર.

==સીજધા દીજે==

---

## પાઠ ૧૨ તથા ૧૩.

(૧૨)

દુઆ દિઆ, ગતપીરે, બારગુરેં, ઓલીઆ અબીઆ, સ્રીંતેર સો સો

હુસૈની, એક લાખ ચોવીસ હજાર પએ-કામ્બર, ગત જુમલેજે રૂએ'ખે રસાડણુજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ તોજે દરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદશાહ દાતાર.

==સીજયો દીજે==

પોએ ધોજે==તસબી કહો 'હજરત પંજતન પાક સાહેબેંજી' પાએ 'પંજતન' પાકજી તસબી કહી.

(૧૩)

==સીજયો દીજે==

પોએ ખએર નીઅથજી દુઆ દીજે

## પાઠ ૧૪ મો.

### દુઆ નીઅથ ખએર

આકુભતજો ખએર કરીએ હિત માંય ખએર કરીએ. દીન દુનીઆજો ખએર

કરીએ અઠ પોહોર, ચોસઠ ઘડીઉં, ખએર સલામતીસે ગુજારીઅ", વાટે, ઘાટે રાહ મુસાફરે, રાહીએ, દરગાહીએ, પંજ ભાકએ, અમર ધારી અ. અશક ધારીએ જુમલે જમાએથજો ખએર કરીએં આલ નબી, અઉલાદ અલીજો ખએર કરીએં યા અલી રખે જાલમ કનાં. યા અલી રખે શર શએતાન કનાં યા અલી, રખે તીન કનાં જીનીખે તોજી સાંજાએ ન આહે. યા અલી તું ખએર કરીએ. ખએરજી વનતી, ખીસ અમર પુઠીઆ શાહ તોજે દરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદશાહ દાતાર.

==સીજબો દીજે==

સીજપેમેં દીઅ ચોાંણું.



# પાઠ ૧૫ મો તથા ૧૬ મો.

## (૧૫)

## સિજધો.

૧ દિઓ સિજધો, અલ્લાહુ મરેહુઆ અલી મહમદ ગત જુમલેજી મુશકીલ આસાન કરે

૨ દિઓ સિજધો અલ્લાહુ મરેહુઆ, સાહેબ સતજો કાંગવો કબુલ કરે.

૩ દિઓ સિજધો ત સાહેબ ગુરપીરજો બોલ કબુલ કરે.

૪ દિઓ સિજધો, ત સાહેબ રાહીએ દરગાહીઓએ ધર પોંચાએ, દીદાર નશીબ કરે,

૫ દિઓ સિજધો, ત સાહેબ બારગુરજે અઉલાદકે સાંજાએ દીએ.

૬ દિઓ સિજધો ત સાહેબ અન

પાણીજે ભંડારમેં બરકત વીઝે.

૭ હિઓ સિજધો, ત સાહેબ કરજીઅન તા કરજલાએ, કરજીઅનજો કારસાજ થીએ.

૮ હિઓ સિજધો ત સાહેબ દીનજા દુશમન દફે કરે.

૯ હિઓ સિજધો, ત સાહેબ ઘરખાનેમેં સરાઇઊં, ખુશાહાલીઊં, વધાયું કરે.

૧૦ હિઓ સિજધો, ત સાહેબ રાજાખે રાજ દે, પ્રજાખે સુખ દે.

૧૧ હિઓ સિજધો, ત સાહેબ ગત જુમલે જીઊં મૅન ધુરીઊં મુરાધું હાસલ કરે.

૧૨ હિઓ સિજધો, ત સાહેબ બંધીવાનેજા બંધ ખલાસ કરે.

૧૩ હિઓ સિજધો, ત સાહેબ સિગો સવારી કરે, પ્રગટ થીએ.

૧૪ હિઓ સિજધો, ત સાહેબ મુશકીલ આસાન કરે, ખએર પએદા કરે, રખી વઠે માહુધનજે આજાર કનાં.

૧૫ હિઓ સિજધો, અલ્લાહ મરેહુઆ, ત અલી મહમદ ગત જુમલેજી વેનતી કબુલ કરે.

સીજંા મીંજા મથો ભણી, દો પડજે.

દીઓ બટ સેટાંધજી સાર, સંભાર, ઉછીનું, પાછીનું, દમડી દામ, સારે સરકારમેં હિજા. યાર અલ્લાહ મરેહુઆ. મોલા અલી મન હુરીઉં મુરાધું હાસલ કનેઆ મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર દીદાર નશીબ કનેઆ—

(૧૬)

નસબી કદા, શાહ, ગરિબ મીર ત ફજલ કર, મોલાના અલી—

## અલી મદદ

==સીજધો દીજે==

તસબી કહો, આગા અલીશાહ દાતાર જે ફરમાનજી.

= "યા અલી" ૧૪ વખત.

= "સલવાત" ૧૪ વખત.

==સીજધો દીજે==

પોછે, ખમેર નીઆસજી દુઆ દીજે.

---

## પાઠ ૧૭ મો.

### દુઆ નીઆસ ખમેર

આકુબતજો ખમેર કરીએ, યા અલી તું ખમેર કરીએ, ખમેરજી વેલી, જીઓ અમર પ્રુઠીઆ, શાહ, તોજે દરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

==સીજદો દીજે==
સીજદેમે ડાચ્ય ચોણું
યા શાહ, અલી બતાઇએં, ભુરી
તલાઇએં હર દો હાથ તુમારે.
પોએ કલમું પડજે.

પાઠ ૧૮ મો.

મદતે અલી, સફાયતે રસુલ. એતાયતે ખુદા, હજરત કબુલ. પીર સતગુર નુરની ફરીયાદ, પીર શામસ ચોરની ફરીયાદ, પીર સદરદીનની ફરયાદ, પીર હસન કબીરદીનની ફરીયાદ, પીર અલી અસગર બેગની ફરીયાદ, પીર મીરજા મહમદ બાકરની ફરીયાદ, પીર સરકાર માતા સલામતની ફરીયાદ, પીર આગા શાહ અલીલ્લાહની ફરીયાદ, પીર આગા હસનશાહની ફરીયાદ માલાના આગા

સુલતાન મહમદ શાહ દાતાર પાસે ફરી-યાદ, એજ કલમે કલમું પાક.

અશહદો, અન લા ઇલાહા, ઇલલ્લાહ

અશહદો, અન્ન મહમદ રસુલલ્લાહ

અશહદો, અન્ન અમીરલ મોઅમીનીન અલી સહી અલ્લાહ,

"હુઅ ઝીન્દાહ"

"કાયમ પાયા"

"શાહ પીર પાયા"

અલ્લાહજો દીદાર, મહમદજી સફાયત મહમદ સફાયત કરશે, મોમન બેહેસ્ત લહ઼ંવા, ઉણા, પુરા, આસવંતા, ઉતારે પાર કરીએ, યા આગા, સુલતાન મહમદ શાહ દાતાર.

==અલ મરણ મોત હક==

દુઆ તમામ.

# પ્રકરણ ૪ થું.

## દુઆના શબ્દાર્થ.

### પાઠ ૧ લો તથા ૨ જો.

દુઆ પડો—બંદગી કરો

અલ્લાહ મરેહેમ્આ—ખુદાતાલા (તમારા ઉપર) રહેમત કરે

ઉઠ નામ—ખુદાનું નામ

ગાનો—સ્મરણ કરો

ઇમાન—એકીન

મળાએ—દયા

દીનયાં—અહે

દુઆ—બંદગી

વેનતી—આજીજી

ખીસં અમર પુઠીઆ—તારી સતાની રૂએ

શાહ—હાજર ઇમામ

દરગાહ—હજુર

મોલા—ધણી

ના—અમારા

મૌલાના—અમારા ધણી

સીજદો—નમન



પાઠ ૩ જો.

તોબા—હું (મારા પાપ માફ) તોબા કરૂં છું.

સીર—માથું

તા—સુધી

પા—પગ

સીર તા પા—માથાથી તે પગ સુધી

બક્ષણહાર—માફી બક્ષનાર

ફુઆ પડે—બંદગી કરે છે

પીરજો વચન-પીરે કહેલા

સચ્ચો-ખરેખર

વચન-કહેવું

સચ્ચો વચન-ખરેખર કહું છું

સુબહાન-પાક

અલ્લાહ-ખુદા

સુબહાન અલ્લાહ-ખુદા પાક છે

સુકરન-એહેસાન માનું છું

લિ-વાસ્તે

અલ્લાહ-ખુદા

શુકરન લિલ્લાહ-ખુદાનો એહસાન માનું છું.

વ-અને

અલ હમ્દ-બધા તારીફ તથા વખાણ

લિ-વાસ્તે

અલ્લાહ-ખુદા

વલ હમ્દો લિલ્લાહ-અને બધાં વખાણ ખુદાના છે

વ—અને
લા—નથી
ઈલાહા—ખુદા
ઈલ્લા-સિવાય

અલ્લાહ—ખુદા

વ લા ઈલાહા ઈલલ્લાહ—અને ખુદા સિવાય બીજો
ખુદા નથી

અલ્લાહ—ખુદા

અકબર—સહુથી મોટો

અલ્લાહો અકબર—ખુદા સહુથી મોટો છે
લા-નથી
હવ્લ—શક્તિ
વ—અને
લા—નથી

કુવ્વત—સત્તા
ઈલ્લા—સિવાય

બે—સાથે

અલ્લાહ—ખુદા

વ લા હઉલ વ લા કુવ્વત ઇલ્લા બીલ્લાહ } અને ખુદા સિવાય કોઇને શક્તિ કે સત્તા નથી

અલી—અલી

અઝીમ—બુલંદ

અલીયુલ અઝીમ—અલી બુલંદ

રહીમ—દયાળુ

કરીમ—કૃપાળુ

રઝીમ—રોજી આપનાર

હજરત—મહાન

બુઝરગ—મોટા

પાક—પવિત્ર

પરવરદીગાર—પાલણ કરનાર

દેલમ દેશ—ઇરાન દેશના એક પરગણાનું નામ છે

માનખા વેશ—મનુષ્ય અવતારમાં

ખંડ એરાક-એશીઆ ખંડમાં ઈરાનનો દેશ

પાત્ર-વડવાઓ

નકલંકી અવતાર-ખુદાનો દશમો આવતાર એનો
અર્થ "કોઈ પણ ડાઘ અથવા
ખોડ ખાપણ વગર"નો થાય છે.
નકલંકી અવતાર તે
મોલા મુરતઝા અલી
તેમજ તેઓની ગાદીએ
આવનાર દરેક હાજર
ઈમામ.

## ખુલાસો.

સંસ્કૃતમાં નકલંકી અવતારનું કલ્કિ નામ છે. જેનો અર્થ "પાપ અને દુષ્ટતાનો નાશકરનાર" થાય છે.



# પાઠ ૪ થો.

હક-ખરો

યા-ઓ

શાહ-હાજર ઇમામ

હક યા શાહ-ઓ શાહ (હાજર ઇમામ)

તું સાચો છે

વિશનાપુરી-વિષ્ણુના વહવાઓના નામો

કરણ-ચાર જુગ અને ચાર કલ્પની આગળ થઇ ગયેલો જમાનો- અગીયાર લાખ વરસનો એક જુગ હોય, એવા ત્રીસ જુગનો એક કરણ-કુલે ત્રણ કરોડ અને ત્રીસ લાખ વરસનો એક કરણ થાય છે, ત્રણ કરણમાં નવ કરોડ અને નેવું લાખ વરસની મુદત થાય છે.

(જુઓ-મુલ ગાવંત્રી)

અહુબાદ આદ-અહુબાદની પેહેલાનું

આવગત આદ-ને અગાઉના સંબંધમાં વિગત વાર હકીકત અજાણી છે.

નાભ ચકર—નાભ કમળ

ભયો-(શારીરીક રૂપમાં) જાહેર થયો

બ્રહ્મ-બ્રુદ્દા

મૌલા-ધણી

ના-આપણો

મૌલાના-આપણો ધણી

હાજર-હાલના

જોમેજો-ઇમામતના

ધણી-માલેક

હાજર જોમેજો ધણી-ઇમામતના હાલના માલેક

વારેકેરા-જમાનાનો

પુરખ-ધણી

વારેકેરા પુરખ-જમાનાનો ધણી-હાજર ઈમામ

હાદી—રાહબર
મહેદી—ભોમીઆઓને પણ રસ્તો દેખાડનાર
હાદિયુલ મહેદી—રાહબર અને ભોમીઆઓને પણ
રસ્તો દેખાડનાર

સાહેબ—ધણી
અમર—સતા
સાહેબલ અમર—સતાનો ધણી
અનંત—અસંખ્ય
કરોડીઉં—કરોડો જીવ
તારણહાર—મુક્ત કરનાર
અનંત કરોડીઉં તારણહાર—અસંખ્ય કરોડો
જીવોને મુક્ત કરનાર

ખાસ અમર પુરીઆ—તારા હકની રૂએ
દરગાહ—હજુર



## પાઠ ૫ મો તથા ૬ ઠો.

પંજ—પાંચ

પાટી=ભાગની બંદગી

પંજ પાટીઆજી—પાંચ ભાગની બંદગી

અલ્લાહુમ્મા—એ ખુદા

યા—એ

મૌલા—ધણી

ના—અમારા

મૌલના—અમારા ધણી

અંતા—તુ

સલામ—સલામત છે

અંતસ સલામ—તુંજ સલામત છે

વ—અને

મિન—માંથી

કા—તારા

સલામ—સલામતી

વ મિનકુમ સલામ—તે સલામતી તારામાંથી
(આવે છે)

વ—અને

ઈલય-તરફ

કા—તારા

મરજઉ—પાછી ફરવાની છે, સમાવાની છે

સલામ—સલામતી

વ ઈલયકા મરજઉસ સલામ—અને સલામતી
પાછી તારામાંજ સમાવાની છે

વ—અને

અલય—ઉપર

કા—તારા

અલ્ફ-હજારો(અસંખ્ય)

સલામ—સલામતીઓ

| | |
|---|---|
| વ અલયકા અલ્ફુસ સલામ | અને હજારો (અસંખ્ય) સલામતીઓ તારા ઉપર (આધાર રાખે છે) |

હય્યે—જીવડાવ, હયાત રાખ

ના—અમને

રબ્બ—પાલણહાર

ના—અમારા

બિ—સાથે

સલામ—સલામતી

| | |
|---|---|
| હય્યેના રબ્બના બિસ્સલામ | ઓ પાલણહાર, અમોને સલામતી સાથે હયાત રાખ |

વ—અને

અદખિલ—દાખલ કર

ના—અમને

દાર—ઘર

સલામ—સલામતીનું

| | |
|---|---|
| વ અદખિલના દારસ્સલામ | અને અમને સલામતીના ઘરમાં દાખલ કર |

તબારકતા—તું બરકતદાર છે

રબ્બ—પાલણહાર

ના—અમારા

વ—અને

તાલયતા—તું બુલંદ છે

| | | |
|---|---|---|
| તબારકતા રબ્બના<br>વ તાલયતા | } | ઓ અમારા પાલણહાર<br>તું બરકતદાર અને<br>બુલંદ છે. |

યા—ઓ

ઝુ—ધણી

જલાલ—કિર્તિ

વ—અને

ઇકરામ—મોટું મન, મોટાઇ, ઉદારતા

| | | |
|---|---|---|
| યા ઝુલ જલાલ<br>વલ ઇકરામ | } | ઓ કિર્તિવાન અને મોટા<br>મનના ધણી |

બે—સાથે

ફ્ઝલ—મહેરબાની
કા—તારી
રહેમત—દયા
બિકુન—કર

બેફ્ઝલેકા રહમત બિકુન } તારી મહેરબાનીથી તું દયા કર.

યા—ઓ
મઉલા—ધણી
ના—અમારા
યા મૌલાના—ઓ અમારા ધણી
લુત્ફ—રહેમ
વ—અને
કરમ—કૃપા
કુન—કર
લુત્ફ વ કરમ કુન—રહેમ અને કૃપા કર
લા—નથી
કુવ્વત—શક્તિ

વ—અને

લા—નથી

કુવ્વત—સતા

ઇલ્લા—સિવાય

બિ—સાથે

કા—તારા

લા હઉલ વ લા કુવ્વત } તારા સિવાય કોઇને
ઇલ્લા બિકા } શકિત કે સતા નથી

' ઝુદ—જલદી

ઝુદ—જલદી

બ—ને

ફરીયાદ—અરજ

બે રસ—પહોંચ

ઝુદ ઝુદ બ ફીર- } જલદી જલદી (તું અમારી)
યાદ બે રસ } અરજને પહોંચ

વેલ—પુરવણી

અલ્લાહુમ્મા—ઓ ખુદા

સય્યદ—ધણી

ઈ—મારા

અલ્લાહુમ્મા યા સય્યદી } ઓ ખુદા, ઓ અમારા ધણી

મિન—તરફની

કા—તારી

મદદ—ટેકા

ઈ—મને

મિનકા મદદી—તારી તરફની મદદ (ટેકા) છે

વ—અને

અલય—ઉપર

કા—તારા

મોઅતમદી—મારો આધાર, મારો ભરોસો

વ અલયકા મોઅતમદી } અને તારી ઉપર મારો ભરોસો છે.

ઇયા–ફકત

કા–તારી

નઅબુદો–અમે બંદગી કરીએ છીએ

ઇયાકા નઅબુદો–તારીજ અમે બંદગી કરીએ છીએ

વ–અને

ઇયા–કેવલ

કા–તારી

નસ્તઇન–અમે મદદ માંગીએ છીએ

વ ઇયા કા નસ્તઇન } અને તારીજ અમે મદદ માગીએ છીએ

યા–ઓ

અબ–પીતા

ગ,ઉ સ–મદદ

યા અબલ ગઉસ } ઓ મદદના પીતા એટલે મદદ આપનાર મુળ પુરૂષ (હજરત અલીનો લકબ છે)

અગિસ–વારે આવ

ની=મારી

અગિસની–મારી વારે આવ

અદરિક–મદદે પહોંચ

બે–સાથે

લુત્ફે–રહેમત

ક–તારા

બે લુત્ફેકલ ખફી–તારી છુપી રહેમતથી

સવાબી–મને (નેક) બદલો આપ

રહેમતી–મારા ઉપર દયા કર

મરહમતી–મને આશીરવાદ આપ

(ઉપરના ત્રણ શબ્દોમાં "ી" લાગ્યો છે તેનો અર્થ "મને" થાય છે.)

સચો મહમદ અરબી–અરબસ્તાનમા રહેનારો નબી મહમદ સાચો છે

અલી મહમદ યક ખુદા–અલી, મહમદ, એકજ ખુદાઈ નુર છે

યકુ—એક

હક—ખરેખર

શનાશ—ઓળખ, ઓળખનાર

દંહે—નાબુદ

હક શનાશ દંહે બલા—એમ ખરેખર ઓળખનારની બલા નાબુદ થાય છે.

લા—નથી

ઇલાહા—ખુદા

ઇલલ્લાહ—સિવાય

અલ્લાહ—ખુદા

લા ઇલાહા ઇલલ્લાહ—ખુદા સિવાય બીજો કોઇ ખુદા નથી

મહમદ—નબી મહમદ

રસુલ—નબી, કાસદ, ખબર લાવનાર પેગમ્બર

અલાહ—ખુદા

મહમદ રસુલલ્લાહ—મહમદ ખુદાનો પેગમ્બર છે.

અમીર—સરદાર

મોઅમીનીન—ખરા દીનદારો

અલી—હજરત મૌલા મુરતજા અલી

સહી—સાચો

અલ્લાહ—ખુદા

અમીરલ મોઅમીનીન } ખરા દીનદારોનો સરદાર
અલી સહી અલ્લાહ } અલી સાચો ખુદા છે.

હસ્બો—સંપુર્ણ

ના—અમારે માટે

અલ્લાહ—ખુદા

હસ્બો નલ્લાહ—ખુદા અમારે માટે સંપુર્ણ છે

વ—અને

નીઅમા—સારો

વકીલ—હીમાયતી

નીઅમલ વકીલ—ને (તે) સારો હીમાયતી છે

વ—અને

નિઅમા—મારો

નસીર—મદદગાર

વ નિઅમલ નસીર—ને તે સારો મદદગાર છે.

ગુફ્રાન—અમે માફી માગીએ છીએ

ગુફ્રાનકા—તારી પાસે અમે માફી માગીએ છીએ

રબ્બ—પાલણહાર

ના—અમારા

રબ્બના—અમારા પાલણહાર

વ—અને

ઇલઇ—તરફ, પાસે

કા—તારી

મસીર—પાછું આવવાનું

વ ઇલઇકલ મસીર—અને તારીજ પાસે અમે
પાછા આવવાના છીએ

મૌલા—ધણી

ના—આમારા

મૌલાના—અમારા ધણી

## પાઠ ૭ મો.

શાહ—હાજર ઇમામ

શાહી—તારી તરફ આવનાર શાહદારી, માર્ગે ચાલનાર

દરગાઇ—જેઓ તારી હરજુમાં છે

દરફદારી—જેઓ તારી તરફ પ્રેમ ધરાવે છે

પંજેભાઇ—ધાર્મિક મંડળીના મેમ્બરો

તુસી—તું

ખીસે અમર પુહીઆ—તારા હકની રૂએ

દરગાહ—હજૂર

મૌલા—ધણી

ના—અમારા

મોલાના—અમારા ધણી



## પાઠ ૮ મો.

શાહ—હાજર ઇમામ

ફઝલ—મહેરબાની

રહેમત—દયા

જીઅરેખ—જીવતાઓને

જોત દીએ—આબાદ રાખ

મોએખે—મરી ગએલાઓને (જેઓ તારી રાહમાં
ફના થએલાં છે.)

મોખ દીએ—તેમના આત્માને મુક્તિ આપ

જીનીજા—જેઓના

પીદ—શરીર

ભગે—નાશ પામ્યા

જીનીજા પીદ ભગે—જેઓના શરીર નાશ પામ્યા
(જેઓ મરણ પામ્યા)

સુથાએ—સારા સ્થળ

સુથાએ કરીએ—સારા સ્થળમાં જગ્યા આપ

ખયર—ભલાઈ

પયદા કરીએ—જાહેર કર
શર—બુરાઇ
દફે ફરીએ—દુર કર
ખીસે અમર મુકીઆ— તારી સતાની રૂએ
દરગાહ—હજુર
મોલા—ધણી
ના—અમારા
મોલાના—અમારા ધણી
યા શાહ—ઓ હાજર ઇમામ
પીર—બોધ ગુરુ
વકીલ—અધીકારી (ઇમામે જેને હુદો આપ્યો હોય તે)
જુમલો—બધા
જમાત—દીનદાર
માદર—માતા
પિદર—પિતા
બ્રા ખિશ્ઁદર—સગા વહાલા

જિંદે-જીવતા

મુરદે-મુએલા
બંદે-સેવકો
સિર-માથું

તા-સુધી
પા-પગ
સિર તા પા-માથાથી પગ સુધી
બક્ષીએ-(અમને) માફ કર
બક્ષણહાર-માફી (ના) કરનાર

---

## પાઠ ૯ મો.

લા-નથી
ઇલાહા-ખુદા
ઇલ્લા-સિવાય
અલ્લાહ-ખુદા
લાઇલાહા ઇલ્લલ્લાહ-ખુદા સિવાય બીજો ખુદા નથી
હય્ય-હયાત

કય્યુમ—કાયમ (હંમેશા રહેનારો)

હય્યુલ કય્યુમ—જે હય્યાત અને કાયમ છે

મલક—બાદશાહ

હક્ક—સાચો

મુબીન—સાક્ષાત (જાહેર)

મલકુલ હક્કુલ મુબીન—(જે) સાચો અને સાક્ષાત (જાહેર) બાદશાહ છે

મલક—બાદશાહ

હક્ક—ખરેખર

યકીન—ચોક્સ

મલકુલ હક્કુલ યકીન—[જે] ચોક્સ અને ખરેખર બાદશાહ છે

માલેક—ધણી

યઉમ—દિવસ

દીન=કન્સાફ [કયામત]

માલેક યઉમિદ્દ દીન—[જે] કયામતના દિવસનો ધણી છે.

અલી—મોટો

અઝીમ—બુલંદ

અલીયુલ અઝીમ—જે મોટો અને બુલંદ છે

હલીમ—ધૈર્યવાન

કરીમ—ઉદાર

હલીમુલ કરીમ—[જે] ધૈર્યવાન અને ઉદાર

રબ્બ—પાલણહાર

સમાવાત—આસમાનો [એનું એક વચન 'સમા']

સબ્અ—સાત

રબ્બિસ્સમાવાતે સબ્અ—સાત આસમાનોનો પાલણહાર

રબ્બ—પાલણહાર

અરઝીન } જમીનો [એનું એક વચન "અરઝ"]

સબ્અ—સાત

રબ્બે અરઝીન સબ્અ—સાત જમીનનો પાલણહાર

લા—નથી

ઇલાહા—ખુદા

ઇલ્લા—સિવાય

અલ્લાહ—ખુદા

લાઇલાહા ઇલ્લાહ—ખુદા સિવાય બીજો કોઇ ખુદા નથી

મહમદ—નબી મહમદ

રસુલ—પેગમ્બર

મહમદ રસુલ્લાહ—મહમદ ખુદાનો પેગમ્બર છે

અમીર—સરદાર

મોમનીન—સાચા ઇમાનદાર

સહી—ખરેખર

અલ્લાહ—ખુદા

અમીરલ મોમનીન } સાચા ઇમાનદારોના સરદાર
અલી સહી અલ્લાહ } અલી, ખરેખર ખુદા છે.

હકકન હકકા—ખરેખર

અસ્તગફિર—હું માફી માંગું છું

અલ્લાહ—ખુદા (પાસે)

અસ્તગફિરૂલ્લાહ—ખુદા પાસે હું માફી માંગું છું

અઝીમ—મહાન

વ—અને

એ હમદે હી—હું તેના વખાણ કરું છું

અસ્તગફિર—હું માફી માંગું છું

અલ્લાહ—ખુદા (પાસે)

રબ્બી—મારો પાલણહાર

અસ્તગફિરૂલ્લાહ રબ્બી—હું માફી માંગું છું ખુદા-
નીજે મારો પાલણહાર છે.

વ—અને

અતુબો } હું તોબા કરું છું, પાપનો પશ્ચાતાપ
કરું છું.

ઇલઇ—પાસે, તરફ

હી—તેની

વ અતુબો } અને તેની પાસે તોબા કરું છું
ઇલય્હે } (પાપનો પશ્ચાતાપ કરું છું)

લા—નથી

ઇલાહા—ખુદા

ઇલ્લા—સિવાય

અંતા—તું, તારા

લા ઇલાહા } તારા સિવાય બીજો ખુદા નથી,
ઇલ્લા અંતા }

સુબ્હાન—પાક

કા—તું

સુબ્હાનકા—તું પાક છે

ઇન્ન—ખરેખર

ઇ—હું

કુંતો—છું

મીન—માંથી

ઝાલેમીન—જુલમગારો, પાપીઓ

ઇન્ની કુંતો મીનઝ<br>ઝાલેમીન } ખરેખર હું પાપી છું

લા–નથી

ફતા–શુરવીર

ઇલ્લાહ–સિવાય

લા ફતા<br>ઇલ્લાઅલી | અલી સીવાય કોઇ શુરવીર નથી. અલીની તાકાત એટલે સુધી છે, કે દુનીઆની કોઈપણ ચીજને, પોતાની તરફથી હસ્તીમાં લાવે છે. અગર નાબુદ કરી શકે છે.

લા–નથી

સયફ–તલવાર

ઈલ્લા—સિવાય

ઝુલ્ફીકાર—હજરત અલીની તલવારનું નામ છે

લા સઈફ ઈલ્લા ઝુલ્ફિકાર—ઝુલફિકાર સિવાય

બીજી તલવાર નથી

નાદે—સાદ કરો, બોલાવો, યાદ કરો

અલીયન—અલીને

નાદે અલીયન—અલીને યાદ કરો

મઝહર—જાહેર કરનાર

અજાએબ—નવાઈ જેવી ચીજો

મઝહરલ અજાએબ—કુદરતનો કરનાર [અલી]

તજીદુ—તને માલમ પડશે

હુ—તે

અઉનન—મદદગાર

લા—વારતે

કા—તારે

ફી—અંદરમાં

નવાએબ—મુસીબતો

| | |
|---|---|
| તજીદુ હું અઉનન લકા રીન નવાએબ | તને માલમ પડશે કે ત (અલી) તારી મુસીબતોમાં મદદગાર થશે, |

કુલ્લ—સઘળાં

હમ્મ— દુઃખ, .

ગમ્મ—મુશકેલી,

સયંજલી—નાકળી જશે, દૂર થશે જતી રહેશે.

| | |
|---|---|
| કુલ્લો હમ્મીન વ ગમ્મીન સયંજલી | સઘળાં દુઃખ અને મુશકેલીઓ દુર થશે. |

બ—સાથે થી,

વિલાયત—મોહબત, મદદ.

કા—તારી

૧ વિલાયતકા- તારી મદદથી.

| | |
|---|---|
| યા અલી<br>યા અલી<br>યા અલી | ઓ અલી<br>ઓ અલી<br>ઓ અલી |

## પાઠ ૧૦ મો.

પંજ-પાંચ

તન-જણુ

પાક-પવીત્ર

પંજતન-હજરતઅલી, નબી મહમદ, બીબી ફાતમા
ઇમામ હસન ઇમામ હુશેન

સલ્લ-આશીરવાદ

અલ્લાહ-ખુદા

અલઇ-ઉપર

હી-તેના

સલ્લલ્લાહો અલઇ હી-તેના ઉપર ખુદાના
આશીરવાદ [હોજો]

વ-અને

સલ્લમ-શાંતી

વસલ્લમ-અને શાંતી [હોજો]

હજરત—માનવંત; મહાન

મૌલા—ધણી

ઝોહરા—સોભાયમાન

રઝી—રાઝી રહે

અલ્લાહ—ખૂદા

તઆલા—મોટા

રઝી અલ્લાહો તઆલા } મોટા ખુદા તેના પર રાજી રહે

ખીસ અમર પુઈાઆ—તારા હકની એ

શાહ—હાજર સમામ

દરગાહ—હજુર



પાઠ ૨૧ મો.

ગમ—સઘળા

અવ્વલ—પહેલા

સલામ—આશીરવાદ [હાજો]

અલ્લાહ—ખુદાના

અલય—ઉપર

હી—તેની

સલ્લલ્લાહો અલયહી } તેના ઉપર ખુદાના આશીર્વાદ [હોજો]

હાજર—હાલના

જોમેજો—ઇમામતના

ધણી—માલેક

હાજર જોમેજો ધણી } ઇમામતના હાલના માલીક

રબ—પાલણહાર

હક્ક—ખાતર

ઉન—તે

દા—એ

ગુલ—ફુલ

ગુલશન—વાડી

## પાઠ ૧૨ મો તથા ૧૩ મો.

ગત-બધા

બાર ગુર-પીર સદરદીન

અઉલીયા-ખુદાના દોસ્ત, [એનું એક વચન "વલી"]

અંબીયા-પેગમ્બરો [એનું એક વચન "નબી"]

સતર સો સો-સાત લાખ

હુસેની-ખુબસુરત, ન ૧૨૪૦૦૦ પેગમ્બરની ઓલાદ

એક લાખ ચોવીસ હજાર-૧૨૪૦૦૦

પેગામ્બર-સંદેશા લાવનાર, નબીઓ

પઇગામ-સંદેશા

બર-લાવનાર

ગત જુમલે-સઘળા, બધા

રૂએબે-આત્માઓને

રસાડણુજી—પહોંચાડવા માટેની
ખીસે અમર પુહીઆ—તારા હકની રૂએ
મૌલા—ધણી
ના—અમારા
મોલાના—અમારા ધણી



પાઠ ૧૪ મો.

દુઆ—બંદગી
નીઅત—ધારણા
ખએર—ભલી
દુઆ નીઅત ખએર—ભલી ધારણાની બંદગી
હિત—અહીંઆ આ દુનીયામાં
આકુબત—અંતકાળ
વાંરે—ફરતામાં

પાટે—મનજલમાં

રાહીએ—તારી [ઇમામની] તરફ આવનાર

દરગાહીએ—તારી [ઇમામની] હજુરમાં આવનાર
પહોંચનારા

પંજેભાઇ—ધાર્મિક મંડળીના મેમ્બરો

અમલદારી—અધીકારી

ઇશ્કદારી—તારા તલબગાર

જુમલે—બધા

જમાત—દીનદાર

અમેર—બહું

આલ—ગાદીએ બેસનાર

નબી—પીર

આલ નબી—ગાદીએ આવનાર પીર

અઉલાદ—પરીવાર

જાલમ કના—જુલમગારોથી

ચાર—પુરાઇ

શર શઇતાન કના—શઇતાનની બુરાઇઓ
સાંજાએ—હયા
ખીસે અમર પુઠીઆ—તારા હકની રૂએ
દરગાહ—હજુર

---

## પાઠ ૧૫ મો ૨૧ મો.

અલ્લાહ મરેહુઆ—ખુદા [તમારા પર] રહેમત કરે
ગન જુમલં—સઘળા
આમાન કરે—દુર કરે
સતજે કાંગવો—બઇયત, સતનો કોલ
મથે કરે—બુલંદ કરે
રાકો—તારી (ઇમામની) પાશે આવનારા
દરગાહી—તારી (ઇમામની) હજુરમાં રહેનારા
અથવા પહોંચનારા
દર પોચાએ—(રાહીઓને) તારી દરગાહમાં
પહોંચાડ

સાબતએ—સભ્યતા હયા

ભંડાર—કોઠાર, જથો

ગરકત—વધારો

કરજીયન—કરજદાર

કરજ લાએ—કરજમાંથી મુક્ત કર

ફરજીઆન—ફરજદાર, જેના ઉપર કાંઇ કામ
ઉકેલવાની ફરજ આવી પડી હોય તે

કારસાઝ થીંઅ—કારજ પુરા થાએ

દૂર કું—નાબુદ કર

દરખાનેમે—પોતાનું (ઇમામનું) રહેઠાણ
હાજર ઈમામનું પોતાનું રહેવાનું સ્થળ

સરાઈયું ખુશહાલીઉં વાધાયુ કરે | ખુશી, ખુશહાલી, ને આબાદાની કરે

મન તુરીયુ—મનમાં ઇચ્છેલી

મુરાદું—ધારણા, ઉમેદ

હાંસલ કરે—પુરી કરે

બંધ ખલાસ કરે—છુટકારો કરે

સારે—યાદ કરીને

સરકારમેં—હાજર ઇમામને

દીજા—આપજો

યાર—દોસ્તો મીત્રો

અલ્લાહ મરેહેમ્આ—ખુદા [તમારા પર] રહેમત કરે

મન ચુરીએં—મનમાં ઇચ્છેલી, ધારેલી

મુરાદ—મતલબ, ઉમેદ

હાંસલ કનેઆ—પુરી કરે

શાહ ગરીબ મીરઝા—ગરીબનો મદદગાર,
હાજર ઇમામ

ફઝલ—મહેરબાની

મૌલા—ધણી

ના—અમારા

મૌલાના—અમારા ધણી

સલવાત—(અલ્લા હુમા, સલ્લે અલા મહમદી વ
આલે મહમદ)

અલ્લાહુમા—ઓ ખુદા

સલ્લે—આશિરવાદ મોકલ

અલા—ઉપર

મહમદ—નબી મહમદ

અલા મહમદ—નબી મહમદ ઉપર

આલ—ઓલાદીએ આવનાર

આલે } નબી સાહેબની ઓલાદીએ આવનાર
મહમદ } [ઉપર]

---

## પાઠ ૧૭ મો.

હુઆ—બંદગી

નીયત—ધારણા

ખએર—સારી, ભલી

હુઆ નીયત ખએર—ભલી ધારણાની બંદગી

આકેબત—અંતકાળ, ભવીષ્ય

ખીસે અમર પુઠીઆ—તારા હકની રૂએ

દરગાહ—હજુર

મૌલા—ધણી

ના—અમારા

મૌલાના—અમારા ધણી

ભલી—સારાઇ, સારાપણું

બતાઇએ—બતાવો, દેખાડો

બુરી—બુરાઇ

તજાઇએ—દુર રાખો, મુકાવો

હર દો—એ બને

હાથ તુમારે—તમારા હાથમાં છે

---

## પાઠ ૧૮ મો,

મદદે અલી—અલીની મદદ

શફાયત—હીમાયત

શફાયતે રસુલ—રસુલની હીમાયત

ઈતાયત—બંદગી

ઇતાયતે ખુદા—ખુદાની બંદગી કરે છે

હજરત—ખુદા

કઉલ—કઉલ

હજરત કઉલ—ખુદાનો કઉલ (છે)

પીર સતગુર નુર—ઇસ્માઇલી ઇમામ તરફથી બોધ
કરવા આવેલ સાતમા પીરનું
નામ છે (જુઓ પીરોની ટીપ)

પીર શમ્સ—ઈસ્માઇલી ઈમામ તરફથી બોધ કરવા
આવેલ ત્રેવીશમા પીરનું નામ છે જુઓ
[પીરોની ટીપ]

ચોટ—પ્રસિદ્ધ

પીર શમ્સ ચોટ-પ્રખ્યાત પીર શમ્સ

પીર સદરદીન—ઇસ્માઇલી ઇમામ તરફથી બોધ
કરવા આવેલ છવીશમા પીર (જુઓ
પીરોની ટીપ)

પીર હસન કબીરદીન—ઇસ્માઇલી ઇમામ તરફથી બોધ કરનાર સતાવીસમાં પીરનું નામ (જુઓ પીરોની ટીપ)

એણે કલમે કલમું—આવી રીતે (નીચે મુજબ)નું કલમુ

પાક—પવીત્ર

અશહદો—હું સાક્ષી આપું છું

અન—કે

લા—નથી

ઇલાહા—ખુદા

ઇલ્લા—સિવાય

અલ્લાહ—ખુદા

લા ઇલાહા ઇલલ્લા—ખુદા સિવાય (બીજો) ખુદા નથી

અશહદો—હું સાક્ષી આપું છું

અન—કે

મહમદ—નામા મહમદ

રસુલ–પેગમ્બર

અલ્લાહ–ખુદા

મહમદ રસુલલ્લાહ–મહમદ ખુદાનો
પેગમ્બર છે,

અશહદો–હું સાક્ષી આપું છું

અમીર–સરદાર

મોમનીન–સાચા દીનદારોનો

અલી–અલી

સહી–સાચો

અલ્લાહ–ખુદા

અમારલ મોમનીન } સાચા દીનદારોનો સરદાર
અલી સહી અલ્લાહ } અલી સાચો ખુદા છે

હુએ–છે

ઝીંદાહ–જીવતો, હયાત

હુએ ઝીંદાહ–તે હયાત છે,

કાયમ–હંમેશને માટે

પાયા—પામ્યા છીએ

કાયમ પાયા—અમે તેને હમેશને માટે પામ્યા છીએ

ખુલાસો—''હએ ઝીંદાહ'' અને "કાયમ પાયા"
આ બે વાકયો એમ બતાવે
છે કે ઇમામનું નુર હંમેશા
હયાત અને કાયમ છે.



# પ્રકરણ ૫ મું.



## દુઆની બાયના.



### પાઠ ૧ લો.



(દુઆ પડો દુઆ પડો–થી તસલી
પીર શાહની સુધી)
અલીની મદદ સાથે (શરૂ કરૂં છું)
(તમે) બંદગી કરો. બંદગી કરો.
બંદગી કરો.
ખુદાતાલા (તમારા) ઉપર રહેમત કરે
ખુદાના નામનું સ્મરણ કરો. મોલાઅલી
તમને એકીન અને દયા બક્ષે

એ શાહ, તારી સત્તાની રૂએ મારી સાં જની બંદગી અને આજીજી, તારી હજુરમાં કબુલ કર. એ અમારા ધણી આગા સુલતાન મહમદ શાહ.

(૨)

ત્યાર બાદ તસબી પીર શાહની
કાઢીને સુજીદો દેવો
[પછી તમારે સુજીદો દેવો]



પાઠ ૩ જો.

હું [મારા પાપને માટે] તોબા કરૂં છું. તોબા કરૂં છું. [હું] તકસીરદાર બંદો માથાથી તે પગ સુધી ગુનેહગાર છું એ મારી બક્ષનાર શાહા, તું [મને] માફ કર. પાર બંદગી કરે છે, બંદો આજીજી કરે છે સચો

શાહ કબુલ કરે છે, પીરે કહેલા શાહના ફરમાનને [હું તાબે થાઉં છું.]

[ઉપર મુજબ બોલ્યા પછી, તસબી જમીન પર મુકવી, પછી આ પ્રમાણે બોલવું]

ખરેખર કહું છું [કે] ખુદા પાક છે, ખુદાનો અહેસાન માનું છું. બધા વખાણ ખુદાનાં છે, ખુદા સિવાય બીજો ખુદા નથી ખુદા સહુથી મોટો છે. ખુદ સિવાય કોઇને શકિત કે સતા નથી કે જે અલી મુર્તઝ દયાળુ, કૃપાળુ, રોજી આપનાર, મહાન, મોટો, પવિત્ર, પાલણ કરનાર ઇરાન દેશમાં આવેલા દેહનમ પરગણા મધ્યે, મનુષ્ય અવતારમા છે [અને તે] સીત્યોતેર પાત્રો

[ચરૂચઓ] માંથી ઉતરી આવેલ છે. દશમો નકલંકી અવતાર, અડતાલીશમો ઇમામ, આપણો ધણી આગા સુલતાન મહમદ શાહ દાતાર.

[પછી તમારે સજીદો દવો]



## પાઠ ૪ થો

### (વિસ્નાપુરી તથા ઇમામોના નામો વગેરે)

પછી "હક યા શાહા" બોલો, એટલે ઓ શાહ (હાજર ઇમામ) તું સાચો છે. અને વિષ્ણુના વડવાઓના નામો અને શાહના વારસોના નામો બોલો

### વિષ્ણુના વડવાઓનાં નામો,

ખુદા કે જે ત્રણ કરણ (ચાર જુગ અને ચાર કલપની અગાઊ થઇ ગએલા ત્રણ મોટા જમાના) માં હયાત હતો, તે ખુદાનાં નામો તથા અવતાર અને તેમના થઇ ગએલા વડવાઓ ત્રણ કરણમાં થએલા ખુદાના સતર

## અવતારો.

| | |
|---|---|
| ૧ અહુણાદ | ૧૦ તેજ |
| ૨ અલખ | ૧૧ જળ |
| ૩ નામનીલ | ૧૨ કમળ |
| ૪ અનીલ | ૧૩ અંત્રખુખ |
| ૫ સુન | ૧૪ જાગ |
| ૬ સાન | ૧૫ તત્વ |
| ૭ નાન | ૧૬ પ્રેમ તત્વ |
| ૮ ગીનાન | ૧૭ આદ પુરૂષ |
| ૯ નુર | |

ખુદા આદ પુરૂષના નાભ કમળમાંથી [ નીચેને અનુક્રમે ] શરિરીક રૂપમા જાહેર થયો.

અહુણાદ પહેલાં શું હતું તેના સબંધમાં [ વગતવાર હકીકતો અજાણ છે.



## ચાર કલપમાં થએલા ખુદાના દશ અવતારો

### ૧ કલપ જાએલા

૧ હર ૩ ધરમ

૨ કુવ ૪ કેશવ

### ૨ કલપ ફાએલા

૫ તપખુદ ૬ જાતરા

" હરીતક

### ૩ કલપ અરજા

૫. રવા ૯ અંત અતીત

### ૪ કલપ બલીકા

૧૦ પ્રેમરૂખ

પ્રેમરૂખ પછી મચ્છના જન્મ થયા (૧)

૧ મચ્છના અવતાર પછી (જે પાત્રો થયા તેના નામ)

૧ મનાએક ૨ અજમેર

૩ અગરસેન — ૬ અસુઅમિતર

૪ એછાગ્રત — ૭ પવિતર

૫ ભરેસપત — ૮ પડવીર

[અને] તેનાથી કોરંભનો જન્મ થયો (૨)

૨ કોરંભના અવતાર પછી જે પાત્રો થયા
તેના નામ)

૯ બિસરીયાત — ૧૨ અગરસેવ

૧૦ દિબ્યાઆત — ૧૩ કદામ

૧૧ પ્રજાપત — ૧૪ દોએલ

[અને] તેથી વારાહનો જન્મ થયો (૩)

૩ વારાહના અવતાર [પછી જે પાત્રો થયા
તેના નામ]

૧૫ કેસવ — ૧૯ ખલીકૃત

૧૬ ખત્રીવસ — ૨૦ ગોતમ

૧૭ અસાર — ૨૧ અંનઃ

૧૮ ઉનસ — ૨૨ હરીતક

[અને] તેનાથી નરસીંહનો જન્મ થયો (૪)

૪ નરસિંહના અવતાર પછી જે પાત્રો થયાં તેના નામ)

૨૩ મનાએક                ૨૬ કેશવકણુ

૨૪ કુઉચક,                ૨૭ કેશન રૂખ

૨૫ રેપક

[અને] તેનાથી વાએમનનો જન્મ થયો (૫)

૫ વાએમનના અવતાર પછી (જે પાત્રા થયા તેનાં નામ)

૨૮ માનધાતા                ૩૦ એશરીન

૨૯ પ્રથમી જએ                ૩૧ જનલગન

[અને] તેનાથી ફરસીરામના જન્મ થયો (૬)

૬ ફરસીરામના અવતાર પછી (જે પાત્રા થયાં તેનાં નામ)

૩૨ રૂગ                ૩૫ કુંભ

૩૩ નુગ                ૩૬ અલીફ

૩૪ બુજેઆન                ૩૭ અજેપાલ

૩૮ દશરથ

[અને] તેનાથી રામનો જન્મ થયો (૭)

૭ રામના અવતાર પછી (જે પાત્રો થયા તેનાં નામ)

૩૯ પદ્મ

૪૦ જશાવદણ

૪૧ વીરપાર

૪૨ વાસુદેવ

[અને] તેનાથી શ્રી કૃષ્ણજી કાનનો જન્મ થયો (૮)

૮ શ્રી કૃષ્ણજીના અવતાર પછી (જે પાત્રો તેનાં નામ)

૪૩ પરીક્ષત

૪૪ જનમેજય

૪૫ સેસાનંદ

૪૬ સતાનંદ

૪૭ રૂવસ્થાન

૪૮ બુધસ્થાન

૪૯ નીણ વછરાજ

[અને] તેનાથી બુધનો જન્મ થયો (૯)

૯ બુધના અવતાર પછી (જે પાત્રો થયા તેના નામ)

૫૦ શીશ
૫૧ સામ
૫૨ સલામ
૫૩ મસકાન
૫૪ એસલામ
૫૫ હારૂન
૫૬ સમઉનસફા
૫૭ અદનાન
૫૮ માઅદ
૫૯ નીઝાર
૬૦ મુદર
૬૧ એલીઆસ
૬૨ મુદરક
૬૩ ખુઝેમા
૬૪ કીનાને
૬૫ નઝર
૬૬ માલેક
૬૭ ફહર
૬૮ ગાલેબ
૬૯ લુવે
૭૦ કઅબ
૭૧ મુરે
૭૨ કીલાબ
૭૩ કુસે
૭૪ અબ્દુલ મુનાફ
૭૫ અબુ હાશમ
૭૬ અબ્દુલ મુતલબ
૭૭ અબુતાલેબવલી

[અને] તેનાથી શાહ મોલા મુરતઝાઅલીનો જન્મ થયો (૧૦)

# શાહી (ઇમામતની) ગાદીએ

# આવનારના નામો

(હુ) અબુ તાલબઅલીના પછી પ્રગટ થએલા ઇમામોના નામો બોલુંછું.

( ઇમામના નામો પાના ૩૫ થી ૩૮ માં આપેલ છે અને તે મુજબ હજરત મોલા મુરતઝાઅલીથી લઈને હાલના માલેક હજરત મોલાના ધણી સલામત દાતાર આગા સુલતાન મહમદ શાહ દાતાર સુધીના નામો બોલવા * )

---

*અરબીમાં નામ પાછળ બીન મુકી પિતાનું નામ મુકવામાં આવે છે જેમ કેઃ—

૪૭ મૌલાના આગા સુલતાન મહમદ શાહ બીન અલી શાહ બીન હસનઅલી બીન ખલીલલ્લાહ અલી,

અડતાલીશમાં ઇમામ આપણા સાચા ધણી આગા સુલતાન મહમદ શાહ દાતાર, તે ઇમામતના માલેક, જમાનાના ધણીને સરેવો. એ ઇમામ રાહબર, બે.મીઆઓને પણ રસ્તો દેખાડનાર, સતાના ધણી. આગા સુલતાન મહમદ શાહ દાતાર. અસંખ્ય કરોડો જીવોને મુકત કરનાર. ઇમામતના હાલના માલેક, તારા હકની રૂએ, તારી હજુરમા [અમારી આજીજી] કબુલ કર. ઓ, અમારા ધણી, આગા સુલતાન મહમદ શાહ,

[અહીંઆ તમારે સુજદો દેવો]



## પાઠ ૫ તથા ૬ ઠો.

ઓ ખુદા ઓ અમારા ધણી, તુંજ સલામત છે, ને સલામતી પાછી તારામાંજ સમાવાની છે, અને હજારો [અસખ્ય] સલામતીઓ તારા ઉપર આધાર રાખે છે. ઓ અમારા પાલણહાર અમને સલામતી સાથે હયાત રાખ, અને અમને સલામતીના ઘરમાં દાખલ કર, ઓ અમારા પાલણહાર, તું બરકતદાર અને બુલંદ છે. ઓ કીરતીવાન અને મોટા મનના ધણી.



[આટલું દરેક ભાગની પાછળ બોલવું.]

તારી મહેરબાનીથી તું દયા કર, ઓ
અમારા ધણી,

* * * * *

રેહમ અને કૃપા કર, ઓ અમારા ધણી

તારા શિવાય કોઇને શકિત કે સતા નથી,
એ અમારા ધણી,
જલ્દી જલ્દી તું [અમારી] અરજને પહોંચ,
એ અમારા ધણી,



## પાંચ ભાગની બંદગીની પુરવણી.

એ ખુદા ! એ અમારા ધણી ! તારી તરફની મને મદદ છે, અને તારા ઉપર મારો ભરોસા છે તારીજ અમે બંદગી કરીએ છીએ. અને તારીજ અમે મદદ માંગીએ છીએ. એ મદદ આપનાર મુળ પુરૂષ અલી મારી વારે આવ, એ અલી, તારી કૃપા રહેમતથી મારી મદદે પહોંચ. મને [નેક] બદલો આપ મારા ઉપર દયા કર. મને આશીરવાદ આપ. અરબસ્તાનમાં

રહેનારો નબી મહમદ સાચો છે અલી મહમદ એકજ ખુદાઈ [નુર] [એમ] ખરેખર ઓળખનારની બલા નાબુદ થાય છે

ખુદા શિવાય બીજો ખુદા નથી.

મહમદ ખુદાનો પેગમ્બર છે.

ખરા દીનદારોનો સરદાર અલી સાચો ખુદા છે, સરસ હિમાયતી છે [તે] ખુદા અમારા માટે સંપુર્ણ [illegible] છે [તે] સારા મદદગાર છે, એ અમારા પાલણહાર, તારી પાસે અમે પાછા આવનારા છીએ, ઓ શાહ પાંચ ભાગના [અમારી] વિનંતી તારા હકની રૂએ, તારી હજુરમાં તું કબુલ કર, ઓ અમારા ધણી આગા સુલતાન મહમદશાહ.



[અહીંઆ તમારે સુજદો કરવો.]

[૬]

પછી એક બીજાના પંજા [હાથ] લઈ 'શાહ દીદાર' એટલે "આપણે શાહને જોઈએ છીએ" એમ બોલો, અને સુજદો કરો.

પાઠ ૭ મો.

[પછી તસ્બી કાઢી નીચે મુજબ બોલવું.]

અલી ખુદા છે. ઓ શાહ તારી તરફ આવનાર રાહદારી [મારગે ચાલનાર] ને, અને જેઓ તારી હજુરમા છે તેઓને અને જેઓ તમારી તરફ પ્રેમ પરાવે છે તેઓને અને જેઓ પંજેભાઈઓ [ખારમીજ મંડળીના મેમ્બરો] છે. તઓને તું તારા દીદાર નસીબ કર. ઓ શાહ, તારા હકની રૂએ તારી હજુરમા [અમારી વિનંતી] તું કબુલ કર. ઓ અમારા

# ધણી આગા સુલતાન મહુમદ શાહ
[આ ઠેકાણે તમારે સુજદો દેવો ]

## પાઠ ૮ મો.

---

અલી ખુદા છે. ઓ શાહ, [ અમારી પર ] મેહેરબાની અને દયા કર (અમારી) સઘળી બલાઓ દુર કર. જીવતાઓને આબાદ રાખ તારી રાહમાં ફના થએલા આત્માઓને મુક્તિ આપ. જેઓના શરીર ભાંગી ગયા [ જેઓ મરણ પામ્યા ] તેઓના જીવને સારા સ્થલમાં જગા આપ. બલાઇ વેહેર કર. બુગાઇને દુર કર. ઓ શાહ, સાંજની બંદગીના પ્રતાપે, અમારી વિનંતી, તારા હકની રૂએ, તારી હજુરમાં કબુલ કર. ઓ અમારા ધણી આગા સુલતાન મહુમદશાહ

(અહીંઆ તમારે સુજદો દેવો.)

(સુજદામાં આમ બોલવું)

એ શાહ, પીરો (બોધ ગુરૂ) વડીલો (અધીકારીઓ) આખી જમાત, માતા—પીતા, સગાં વહાલાંઓ, જીવતાંઓ અને મુએલાંઓ, અને (સઘળા) તારા સેવકો, માથાથી પગ સુધી પાપી છીએ. એ શાહ, બખશણહાર, તું અમોને માફ કર.



પાઠ ૯ મો.

કૃપાળુ અને દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.)

[૧] ખુદા સિવાય બીજો ખુદા નથી જે હયાત અને કાયમ (હમેશાં) રહેનારો છે.

[૨] ખુદા સિવાય બીજો ખુદા નથી, જે. સાચો અને પ્રત્યક્ષ (જાહેર) બાદશાહ છે.

[૩] ખુદા સિવાય, બીજો ખુદા નથી, જે ચોક્કસ અને ખરેખર બાદશાહ છે.

[૪] ખુદા સિવાય બીજો ખુદા નથી જે, કીઆમતના દીવસનો ધણી છે.

[૫] ખુદા સિવાય બીજો ખુદા નથી, જે, મોટા અને બુલંદ છે.

[૬] ખુદા સિવાય બીજો ખુદા નથી જે, ધૈર્યવાન અને ઉદાર છે.

[૭] ખુદા સિવાય બીજો ખુદા નથી જે સાત આસમાનનો પાલણહાર છે અને સાત જમીનનો પાલણહાર છે અને તેઓની (સાત આસમાન અને સાત જમીનની) અંદર જે છે, તેનો પાલણહાર છે અને તેઓની (સાત આસમાન તથા સાત જમીનોની) વચ્ચે જે છે. તેનો પાલણહાર છે, અને સહુથી મોટી અને ઉંચી અરસકુરસીનો પાલણહાર છે.

[૮] ખુદા સિવાય, બીજો ખુદા નથી, મહમદ ખુદાનો પેગંબર છે અને સાચા દીનદારોનો સરદાર અલી ખરેખર ખુદા છે.

ખરેખર, મહાન ખુદાની પાસે હું માફી માગું છું. અને હું તેના વખાણ કરૂં છું હું માફી માગું છું ખુદાની, જે મારો પાલણહાર છે. અને હું તેની પાસે તોબા કરૂં છું (મારા પાપનો પશ્ચાતાપ કરૂં છું) તારા સિવાય બીજો ખુદા નથી. તું પાક છે ખરેખર હું પાપી છું.



અલી સિવાય. કોઇ શુરવીર નથી
ઝુલફીકાર સિવાય, કોઇ તલવાર નથી.



(૧) સાદ કરો [યાદ કરો] અલીને જે કુદરતનો કરનાર છે, તને માલમ પડશે કે તારી મુસીબતોમાં તે (અલી) તારો મદદગાર થશે. અલીની મદદથી સઘળાં દુઃખ અને મુશ્કેલીઓ દુર થશે. ઓ અલી, ઓ અલી, ઓ અલી,

## ખુલાસો.

ખૈબરના કિલ્લાની યાહુદી કુફ્રેકારા સામની લડાઇમાં, જ્યારે હજરત નબી મહમદ મુસ્તફા સંકટમાં આવી પડયા, અને સઘળા અસહાબો અને હજારે નાસવા માંડયું, ત્યારે નબી સાહેબ ઘણી ચીતાતુર પડયા હતા, આ વખતે જીબ્રાઇલ આ શબ્દો [નાદે અલીયન, વગેરે] નબી સાહેબને કહ્યા હતા નબી સાહેબે હજરત અલીને યાદ કર્યા. હજરત અલીએ આવીને, ખૈબરનો કિલ્લો ફાડ

કરી, કાફરોને દુર કર્યા. ખૈબરના કિલ્લાનો દરવાજો, જે વજનમાં કેટલાક હજારો મણનો હતો, અને તે હજરત અલીએ એક હાથે ઉખેડી નાંખ્યો, અને તે દરવાજો ખાઇ ઉપર માંડીને તે ઉપરથી પોતાનું લશ્કર કિલ્લામાં લઇ ગયા. નબી સાહેબે તે કિલ્લો ચાલીસ દિવસની અંદર જીતવાને કાફરો પાસે સુકન આપ્યા હતા, પણ છેલ્લા દિવસ સુધી કોઇ પણ તે અભેદ કિલ્લો જીતી શક્યું નહિ. પણ હજરત અલીએ પોતાના મહાન ઇશ્વરી બળથી, અર્ધો દિવસમાં તે કિલ્લો તાબે કીધો.



## પાઠ ૧૦ મો.

પાંચ પવિત્ર તનને લગતી બંદગી

માનવંતા પેગમ્બર, મહમદ મુસ્તફા એના ઉપર ખુદાના આશીરવાદ અને શાંતી હોજો મહાન ધણી મુરતજાઅલી. શોભાયમાન બીબી ફાતમા (મોટા ખુદા તેના ઉપર રાજી રહે) માનવંત ઇમામ હસન મહાન ઇમામ હુસેન.

ઓ શાહ, તારા હકની રૂએ, પાંચ પવિત્ર તન [જણ]ને લગતી બંદગીની વિનંતી તારી હજુરમાં કબુલ કર, ઓ અમારા ધણી, આગા સુલતાન મહમદ શાહ.

---

(અહિંઆ) તમારે સીજદો દેવો

## પાઠ ૧૧ મો.

પછી [તમારે] સઘળા પીરો માટે બંદગી કરવી, તેમાં પીરોની પુડી* (ગાદીદાર પીરોના) નામ પડો.

*(૦) પહેલા પીર } નબી મહમદ મુસ્તફા (તેના ઉપર ખુદાના આશીરવાદ અને શાંતી હો જો)

---

*નબી મહમદ મુસ્તફા પહેલા પીર છે. અને ત્યાર પછી પીરનો જોમો ઇમામ હસનને મળેલ છે. હજરત મૌલા મુરતઝા અલી, એ વીશ્નુનો દશમો નકલંકી અવતાર છે. તેઓ પહેલા ઇમામ છે. અને ત્યારબાદ, ઇમામ હુસેન બીજા ઇમામ છે. (૦) હજરત અલીની ગાદી પર આવનારા ઇમામો "શાહ" કહેવાય છે ચાલુ જમાનાના ઇમામ હોય તે હાજર ઇમામ કહેવાય તે જેને પીરનો જોમો (હુદ્દો) આપે તે પીર કહેવાય છે.

## (૨) ઈમામ હસન

(બીજા પીરોના નામ દુઆનાં આ ભાગમાંથી જોઈ લેવા.)

(૪૯) તમામ પીરોના પીર આપણા ધણી આગા સુલતાન મહંમદ શાહ, ઇમામતના હાલના માલીક.

એ પાલણહાર ધણી. સત્યવંતી બીબી ફાતમાની વાડીના બે ગુલાબના ફુલો (હજરત ઇમામ હુસેન તથા ઇમામ હસન)ની ખાતર, પેગમ્બરની દીકરી બીબી ફાતમાની ખાતર, અમને માફ કર. એ શાહ, તારા હકની રૂએ સઘળા પીરોને આશીરવાદ દેવા માટેની અમારી બંદગી અને વિનંતી, તારી હજુરમા કબુલ કર એ અમારા ધણી, આગા સુલતાન મહંમદ શાહ દાતાર.

## પાઠ ૧૨ મો તથા ૧૩ મો.

### (૧૨)

અબા પીરો, બાર ગુરૂ [પીર સદરદીન] ખુદાના દોસ્તો, પેગમ્બરો સાત લાખ હુસેનીઓ (ખુબ એટલે સારા), (એક લાખ ચોવીશ હજાર પેગમ્બરની અઉલાદ) એક લાખ ચોવીશ હજાર પેગમ્બરો સઘળાના આત્માને (આશીરવાદ) આપવા માટેની અમારી વિનંતી, ઓ શાહ, તારા હકની રૂએ, તારી હજુરમાં કબુલ કર. ઓ અમારા ધણી આગા સુલતાન મહમદ શાહ.



(અહીંઆ તમારે સજદો દેવો)



(૧૩)

પછી પંજતન પાકના નામની તસબી ફેરવવી.

(અને ત્યાર પછી, સુજીદો આપવો)

---

### પાઠ ૧૪ મો

(અમારી) ભલી ધારણાઓની બંદગી

અમારો અંતકાળ સારો કરજે. હમણાં અને ભવિષ્યમાં ભલું કરજે. દુનીઆ અને આખરતમાં સારૂં કરજે. આઠ પહોર અને ચોસઠ ઘડી (રાત દિવસ) ભલાઇ અને આબાદી સાથે પસાર કરજે. રસ્તામાં અને મનજલમાં રાહદારીઓનું, તારી તરફ આવનારાઓનું, અને તારી તરફ પહોંચનારનું પંજેભાઇઓ (ધારમીક મંડળીકના મેમ્બરોનું, અધીકારીઓનું, તારા તાબેદારોનું, અને બધી જમાતનું ભલું

કરજે. ગાદીએ આવનાર પીરો, અને અલીના પરંવારનું સારૂં કરજે. એ અલ્લા અમોને જુલમગારોથી બચાવ, એ અલી, જેઓને તારી હયા નથી, તેઓથી અમોને દૂર રાખ એ અલી તું ભલું કરજે. તારા હકની રૂએ, ભલાઇ બાબેની (અમારી) અરજી તારી હજુરમાં કબુલ કર.

એ અમારા ધણી, આગા સુલતાન મહુમદ શાહ દાતાર.

(અહીંઆ) તમારે સુજદો દેવો.

---

## પાઠ ૧૫ તથા ૧૬ મો

(સુજદામાં આમ બોલવું)

(૧) સુજદો દીધો, ખુદા (તમારા પર) રહેમત કરે, (તમે માંગો) કે આપણા

સઘળાની મુશ્કેલીઓ અલી, મહમદ દુર કરે.

(૨) સુજદો દીઓ ખુદા, ( તારા પર ) રેહેમત કરે, (તમે માંગો) કે મૌલા આપણો સતનો કોલ અથવા બઇઅત કબુલ કરે.

(૩) સુજદો દીઓ, ખુદા (તમારા પર) રેહેમત કરે (તમે માંગો કે મૌલા ગુર પીરનો બોલ બુલંદ કરે.

(૪) સુજદો દીઓ (ને માંગો) કે મૌલા પોતાની તરફ આવનારા તથા પોતાની હજુરમાં પહોચનારાને પોતાની આસ્તાને પહોંચાડી, પોતાના દીદાર નસીબ કરે.

(૫) સુજદો દીઓ (ને માંગો) કે મૌલા બાર ગુર ( પીર સદરદીન )ના પરીવારને શાબ્યના બખ્શે.

(૬) સુજદો દીઓ (ને માંગો કે) મૌલા અનાજ પાણીના ગંજ (જથા)માં બરકત (વધારો) નાંખે

(૭) સુજદો દીઓ (ને માંગો) કે મૌલા દેવાદારોને કરજમાંથી મુક્ત કરે અને જેઓના ઉપર કરજ પડી હોય, તેઓના કારજ ઉકલાવી આપે.

(૮) સુજદો દીઓ (ને માંગો) કે મૌલા દીનના દુશ્મનોને નાબુદ કરે.

(૯) સુજદો દીઓ (ને માંગો) કે મૌલા પોતાના રહેઠાણમાં ખુશી ખુશહાલી અને આબાદાની પ્રવર્તાવે.

(૧૦) સુજદો દીઓ (ને માંગો) કે મૌલા [illegible] ને રાજ બક્ષશે અને પ્રજાઓને સુખ આપે.

(૧૧) સુજદો દીઓ (ને માંગો કે) મૌલા બધી જમાતની મનમાં ધારેલી (નેક) ઉમેદો પુરી કરે.

(૧૨) સુજદો દીઓ (ને માગો) કે મૌલા કેદીઓનો છુટકારો કરે.

(૧૩) સુજદો દીઓ (ને માંગો) કે મૌલા જલદી પેતે ખુલ્લી રીતે જાહેર થાય (જાહેરાતમાં આવે.)

(૧૪) સુજદો દીઓ (ને માંગો) કે મૌલા (આપણી) મુશ્કેલીઓ દુર કરે આબાદી ફેલાવે, અને રોજ કીઆમતના દુઃખમાંથી બચાવે.

(૧૫) સુજદો દીઓ, ખુદા (તમારા પર રહેમત કરે, (તમે માંગો) કે આલી મહમદ બધી જમાતની આરજુ કબુલ કરે,

તમારી આવકમાંથી તમે ખાઓ તેમાંથી બરાબર હીસાબ ગણીને આપો તેમજ તમારા પરનું સરકારી લેણું, તથા સરકારી બાકી (જે તમોએ ધારેલી હોય તે) ચુકતે કરીને, હાજર ઇમામને આપજો મૌલાઅલી તમારા મનની મુરાદ પુરી કરે. આપણો ધણી આગા સુલતાન મહમદ શાહ પોતાના દીદાર તમને નસીબ કરે.

પછી તસબી લઇને "શાહ ગરીબ મીરઝા" એમ પડો એ અમારા ધણી મુરતજાઅલી અમારા પર મ્હેરબાની બક્ષ આલી રહ્યા છો

(પછી સુજદો કરો)

---

૧૬

(પછી) આગા અલીશાહે ફરમાવ્યું તે મુજબ તસબી કાઢો. "એ અલી" ૧૪ વાર અને સલવાત ૧૪ વાર.

સલવાત.

અલ્લાહુમ્મા, સલ્લે અલા મહમદીન વ આલે મહમદ

પછી સુજદો આપો.

## પાઠ ૧૭ મો.

દુઆ નીયત ખએર–એટલે ભલી ધારણાની બંદગી.

ભલી ધારણાની બંદગી–અમારો અંતકાળ સારો હોજો એ અલી, તુ ભલું કરજે, એ શાહ, તારા હકની રૂએ, ભલાઇ બાએની અમારી આજીજી, તારી હજુરમાં કબુલ કર, એ અમારા ધણી આગા સુલતાન મહમદ શાહ.

(અહીંઆ તમારે સુજદો કરવો)

(સુજદામાં આમ બોલવું.)

સારાઈ બતાવો; બુરાઈથી દુર રાખો એ બન્ને તમારા હાથમાં છે.

---

## પાઠ ૧૮ મો.

### પછી કલમો પડો.

અલીની મદદ, અને પએગમ્બરની હીમાયત તેઓને માટે છે, જે ખુદાની બંદગી કરે છે, એવો ખુદાઇ કઉલ છે, પીર સતગુર નુર દાદ ચાહે છે. એગ્યાત પીર શમ્સ દાદ ચાહે છે. પીર સદરદીન દાદ ચાહે છે.

પીર હસન કબીરદીન દાદ ચાહે છે. તથા બીજા પીરો, આપણા હાજર ઈમામ, ધણી આગા સુલતાન મહંમદશાહ સાહેબ પાસે દાદ ચાહે છે.

નીચે મુજબનો કલમો પવિત્ર છે,

હું શાક્ષી આપું છું કે ખુદા સિવાય બીજો ખુદા નથી અને હું સાક્ષી આપું છું કે મહમદ ખુદાનો પેગમ્બર છે અને હું સાક્ષી આપું છું કે સાચા દીનદારોનો સરદાર અલી ખુદા છે.

ને હયાત છે.

(આપણે તેને) હંમેશને માટે પામવા કરીએ

[illegible] મા બુઆ પુરી થાય છે।